# મોતીચારો

ડૉ. આઈ. કે. વીજળીવાળા

;-)
:-)p
:-o
@%-
:-)
;-)
:-)p
:-o
@%-
:-)
;-)
:-)p
:-o
@%-
:-)
;-)
:-)p
:-o
@%-



ગુજરાતી બેસ્ટસેલર

# બે બોલ

માહિતીના મહાસાગર તરીકે ખૂબ જ જાણીતા થયેલા ઇન્ટરનેટના માધ્યમની વગોવણી પણ એટલી જ થયેલી છે. સારી અને ખરાબ બંને માહિતીના સંગમ તરીકે જ એ ઓળખાય છે. પણ મહાસાગર નામ ખરેખર સૂચક છે. દેવો અને દાનવોએ મહાસાગરનું મંથન કરેલું ત્યારે અમૃત જ નહોતું મળ્યું. હળાહળ વિષ પણ એમાંથી જ મળેલું. ઇન્ટરનેટના મહાસાગરનું પણ એવું જ છે. એમાં માત્ર અમૃત જ નથી, પરંતુ ભારોભાર વિષ પણ પડેલું જ છે. બસ, જરૂર હોય તો એ માટેના નીરક્ષીર વિવેકની જ.

મેડિકલની માહિતી એકત્ર કરતી વખતે મારે વારંવાર ઇન્ટરનેટના ઓવારાઓ ખૂંદવાનો વારો આવ્યો. એ વખતે જ્યાં જ્યાં અમૃતબિંદુ દેખાયા તે એકત્ર કરતાં કરતાં આજે ખોબો ભરાઈ ગયો છે. આકંઠ આસ્વાદ માણવાની સાથે સાથે એને બધાને વહેંચવાનું મન પણ થયું. ગમતું હોય એને ગુંજે ન ઘાલીએ ને ગમતાનો કરીએ ગુલાલ એ ન્યાયે આજે સૌની સામે આ અદ્ભુત વાતો, પ્રસંગો, ઘટનાઓ મૂકતાં અત્યંત આનંદ અનુભવી રહ્યો છું. આમાંથી ઘણી ઘટનાઓ કે પ્રસંગો આપ સૌએ ક્યાંક સાંભળ્યાં-વાંચ્યાં પણ હશે. પણ ગમતી વસ્તુ ફરી એક વખત કહેવાય તો પણ કંટાળો નહીં જ આવે એમ માનીને મને જે કંઈ ગમ્યું તે અહીં મૂક્યું છે.

આશા છે કે આ વાંચતાં જે અમી ઓડકારનો અનુભવ મેં કર્યો છે એવી જ પરિતૃપ્તિ સૌને થાય. આ મોતીઓ અને આંખમાંથી ટપકતાં મોતીઓનો સંગમ થતો મેં જોયો અને અનુભવ્યો છે. આ મોતીચારો માણતાં આંખનો ઓવારો જો છલોછલ થશે તો કરેલ મહેનત ખરેખર લેખે લાગશે.

આ બધા પ્રસંગો-વાતોને યોગ્ય ક્રમ આપવાથી માંડીને છપાવવા મોકલવા સુધીની જફા હસતાં હસતાં વહોરી લેનાર નાની બહેન શરીફાનો હૃદયથી આભાર માનું છું. એ જ રીતે પ્રૂફ્સ વાંચવામાં મદદ કરવા બદલ નીનાબહેનનો પણ આભારી છું. આ કામના કલાકો દરમિયાન મેં જેના હક્કના કલાકો ચોરી લીધા છે એવી પ્રિય સખી કૃત્તિકા તેમજ દીકરી તર્જનીનો આભાર થોડો માનવાનો હોય ? એમનો તો ઋણી જ બની ગયો છું. મોટાભાગની રચનાઓમાં 'અનનોન ઓથર' એવું જ લખેલું હતું. છતાં પણ આ રચનાઓના નામી-અનામી સૌ રચયિતાઓનો હૃદયપૂર્વક આભાર માનું છું.

ભાવનગર
૧૯ માર્ચ, ૨૦૦૩

ડૉ. આઈ. કે. વીજળીવાળા
બાળરોગ નિષ્ણાત



# અનુક્રમ

## ભગવાન સાથે વાતચીત

એક માણસે આકાશ સામે જોઈને કહ્યું, 'હે ભગવાન, મારી સાથે વાત કર !' એ જ સમયે એક બુલબુલે સુંદર મજાનું ગીત છેડ્યું, પણ પેલા માણસનું એ તરફ ધ્યાન જ ન ગયું !!

પછી પેલા માણસે આકાશ સામે જોઈને વિનંતી કરી, 'હે ભગવાન, મારી સાથે બોલ તો ખરો !' એ જ સમયે આકાશમાં છવાયેલાં વાદળોમાં વીજળી થઈ અને એક લાંબી ગડગડાટી ચાલી, પરંતુ પેલા ખોવાયેલા માણસને એનો ખ્યાલ પણ ન આવ્યો !!

એને ભગવાનની આ અવગણના પર આશ્ચર્ય થયું ! એ રાત્રે અંધારામાં એણે કોઈ નથી જોતું એની ખાતરી કરીને પછી કહ્યું, 'હે ભગવાન, મારે તારાં દર્શન કરવાં છે ! તું મને દર્શન આપ !' એ જ સમયે એક તારો ખૂબ જ તેજ સાથે ચમકી ઊઠ્યો, પરંતુ પેલા માણની દૃષ્ટિ એ ના પકડી શકી !!

હવે એને રડવું આવ્યું. એ બોલ્યો : 'હે પ્રભુ, મને સમજાતું નથી કે તું મારી આટલી અવગણના કેમ કરે છે ? આજે તો તું મને ચમત્કાર બતાવ.' એ જ સમયે તેની પત્નીને પ્રસૂતિની પીડા ઊપડી, એને તરત દવાખાને લઈ જવી પડી. થોડી જ વારમાં તેણે એક સુંદર આંખોવાળા બાળકને જન્મ આપ્યો, પરંતુ પેલા માણસને કંઈ જ સમજાયું નહીં.

એ હવે ભગવાન પર ગુસ્સે થયો. એણે બૂમ પાડી, 'હે ભગવાન, મને ખાતરી કરાવ કે તું છે જ. તું મને સ્પર્શીને એ ખાતરી કરાવ. તો જ હું માનીશ કે તું છે.' આ વખતે ભગવાન ખુદ નીચે આવ્યા. એમણે અતિસુંદર સ્વરૂપ ધારણ કર્યું અને પેલા માણસને હળવેથી સ્પર્શ્યા. પેલા માણસે હાથ પર બેઠેલા રંગીન પતંગિયાને ઉડાડી મૂક્યું અને નિસાસો નાખ્યો કે, 'ભગવાન ક્યાંય છે જ નહીં !!'



આપણે અપેક્ષા રાખેલી હોય તેવા સ્વરૂપે જ આશીર્વાદ આવી પડે એવી આશામાં આપણે કેટકેટલા આશીર્વાદ અને ચમત્કારોની પ્રતીતિ ગુમાવી દેતાં હઈશું ?!

❑

(મૂળ શીર્ષક : A dialogue with God)





## પ્રાર્થના

સવારના પહોરમાં એલાર્મ ઘડિયાળના અવાજથી હું સખત ચિડાઈ જાઉં છું. મારા પર ચારે તરફ ચાદર વીંટાળી દઉં છું. સવારના પહોરમાં આ અવાજ મને સૌથી ખરાબ અને કર્કશ લાગે છે : 'છતાં હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે હું સાંભળી તો શકું છું ! જગતમાં એવા હજારો માણસો છે જે સાંભળી પણ નથી શકતા.'

સવારમાં ઊગતા સોનેરી સૂર્યની સાથે આકાશમાં કેટલા અવનવા રંગો ફેલાતા હોય છે ! એ વેળા હું ઊંઘતો હોઉં છું. એ સ્વર્ગીય દશ્યો જોવાની હું પરવા પણ કરતો નથી. 'છતાં હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે હું જોઈ તો શકું છું ! જગતમાં હજારો અંધ માણસો છે, એ તો કંઈ પણ જોઈ નથી શકતા.'

સવારે ઊઠી ગયા પછી પણ ખાટલો છોડતાં મને ખૂબ જ આલ આવે છે. માંડ માંડ હું ઊભો થાઉં છું. 'છતાં હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે હું ઊભો તો થઈ શકું છું ! જગતમાં હજારો માણસો એવા છે કે વર્ષોથી ખાટલાવશ છે.'

ઊઠ્યા પછીની મારી સવાર પણ ધમાલભરી જ હોય છે. બાથરૂમમાં ઘૂસેલું બાળક જલદી નીકળે જ નહીં, નાસ્તો તૈયાર ન હોય, પત્નીની બૂમાબૂમ, ઘરડાં માતા-પિતાના આરોગ્યની ફરિયાદો વગેરે... વગેરે... 'છતાં હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે તેં મને કુટુંબ તો આપ્યું છે ! કંઈકેટલાયે માણસોને તો સાવ એકલવાયું જીવન જ જીવવું પડતું હોય છે.'

મારું ઘર આમ જોઈએ તો સાવ સામાન્ય છે. ફિલ્મો કે મૅગેઝિનમાં આવતાં ઘર જેવું એ જરા પણ ન લાગે. ફર્નિચર પણ સાવ સામાન્ય જ છે, તોપણ હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે મારે પોતાનું ઘર તો છે ! હજારો માણસોને ઓઢવા માટે આભ અને પાથરવા માટે



પૃથ્વી સિવાય કંઈ પણ મળતું નથી. એ લોકો કરતાં તો હું કેટલો બધો ભાગ્યશાળી છું ?!!

મારા ઘરે બનતું ભોજન પણ કોઈ રેસ્ટોરાં કે હોટલ જેવું ક્યારેય નથી હોતું. મિષ્ટાન્ન પણ ક્યારેક જ બને છે, પણ છતાં 'હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે તું મને ભોજન તો આપે છે ! અસંખ્ય માણસો રોજ ભૂખ્યા જ સૂઈ જાય છે.'

મારું કામ પણ રોજ એનું એ જ – મૉનોટોનસ – અકળાવનારું હોય છે. છતાં 'હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે તેં મને બેકાર તો નથી બનાવ્યો !!'

અને અંતમાં હે પ્રભુ ! મારું જીવન મારા સપનાના જીવન જેવું નથી જ. મેં જેવું જીવન કલ્પ્યું હતું તેવું મારું જીવન જરાક પણ નથી. છતાં 'હે પ્રભુ ! તારો ખૂબ ખૂબ આભાર માનું છું કે હું જીવું તો છું...!!! મારી સાથેના કેટલાય લોકોને તો જિંદગી જ નસીબ નથી થઈ...!'

તારો આભાર હું માનું તેટલો ઓછો છે પ્રભુ ! તેં મને કેટલું બધું આપ્યું છે ! જોવા અને ગણવા બેસું છું તો તેં મને બધું જ આપેલું છે. તારો આભાર ભગવાન !

❐

(મૂળ શીર્ષક : A Prayer)





## તમારી પૅરેશૂટ કોણ પૅક કરે છે ખબર છે ?

ચાર્લ્સ પ્લમ્બ. જેટ ફાઇટર વિમાનનો પાઇલટ. અમેરિકન નૅવીનો એક જવાંમર્દ લડવૈયો. વિયેટનામના યુદ્ધ વખતે કીટી હૉક નામના યુદ્ધજહાજ પરથી એ પોતાના જેટને લઈને ઊડતો અને વિયેટનામ પર મોત વરસાવીને પાછો આવતો. પંચોતેર વખત એ સફળતાપૂર્વક બૉમ્બાર્ડિંગ કરી ચૂક્યો હતો. છોંતેરમી વખત એ બૉમ્બાર્ડિંગ કરીને પાછો ફરતો હતો ત્યારે ભૂમિ પરથી આકાશમાં છોડાયેલી મિસાઇલ એના ફાઇટર જેટના નીચેના ભાગે ભટકાઈ. વિમાનના પેટમાં લાગેલી આગને કારણે એ ફાટી જાય તે પહેલાં ચાર્લ્સ પૅરેશૂટ લઈને કૂદી પડ્યો. પકડાયો. અત્યાચારો અને યાતનાનાં છ વરસ વિયેટનામની જેલમાં ગાળ્યા બાદ એને મુક્તિ મળી. આજે ચાર્લ્સ અમેરિકામાં પોતાના યુદ્ધ અને જેલના અનુભવો અંગે લેક્ચર આપે છે.

એક દિવસ ચાર્લ્સ અને એની પત્ની એક રેસ્ટોરાંમાં બેઠાં હતાં ત્યારે બાજુના ટેબલ પરથી એક માણસ ઊભો થઈને તેમની પાસે આવ્યો. તમે જ મિ. ચાર્લ્સ પ્લમ્બ કે ? તમે કીટી હૉક નામના ઍરક્રાફ્ટ કૅરિયર પરથી વિયેટનામ પર બૉમ્બાર્ડિંગ કરવા જતા ને ? અને તમારા વિમાન પર મિસાઇલ ઝીંકાઈ હતી ખરુંને ?'

'એકદમ ખરું !' ચાર્લ્સને આશ્ચર્ય થયું. 'પણ તમને આટલી બધી વિગતની કેવી રીતે ખબર છે ? તમે મારું લેક્ચર ઍટેન્ડ કરેલું ?'

'નહીં !' પેલો માણસ બોલ્યો. 'મેં તમારી પૅરેશૂટ પૅક કરેલી ! માનું છું કે એણે બરાબર કામ આપ્યું હશે !'

'અરે ! એકદમ સરસ અને એના લીધે જ હું અત્યારે અહીંયા જીવતો બેઠો છું. નહીંતર વિમાનની જોડે જ...!'

ચાર્લ્સ અભિભૂત થઈ ગયો. 'તમારો ખૂબ જ આભાર !'

'અરે એમાં આભારની શી વાત છે ? એ તો મારી ફરજ હતી. ચાલો ત્યારે ફરી ક્યારેક મળીશું.' પેલો માણસ એટલું બોલ્યો. પછી બંને હાથ મિલાવીને છૂટા પડ્યા.



બસ આટલી જ વાત, પરંતુ એ રાત્રે ચાર્લ્સને ઊંઘ જ ન આવી. આખી રાત એ વિચારતો રહ્યો કે; જેટ ફાઇટરના એક સફળ અને અભિમાની પાઇલટ તરીકે એણે કીટી હૉક્ના તૂતક પર પૅરેશૂટ પૅક કરનાર પેલા મજૂર માણસની ક્યારેય નોંધ પણ લીધી હતી ખરી ? કેટલી બધી વાર એ સામો પણ મળ્યો હશે. એને ક્યારેય ગુડ મૉર્નિંગ કહ્યું હતું ખરું ? અરે ! એક જ જહાજ પર હોવા છતાં એ માણસની એના મગજે નોંધ પણ નહોતી લીધી. પણ એણે જો એની પૅરેશૂટ બરાબર પૅક જ ન કરી હોત તો ? જ્યારે એ મજૂર માણસ કલાકોના કલાકો જહાજના ભંડકિયામાં બેસીને કાળજીપૂર્વક પૅરેશૂટની રેશમી દોરીઓ વણીને બરાબર પૅક કરતો હશે ત્યારે પોતાના જેવા કંઈકેટલા સૈનિકોની જિંદગીને બચાવવાનો મોકો પણ પૅક કરી રહ્યો હશે ને ? અને એ પણ એવા સૈનિકો કે જેને એ જાણતો પણ નહીં હોય !'

એ પછી પોતાના દરેક લેક્ચરમાં ચાર્લ્સ એવું પૂછતો થઈ ગયો કે, 'તમને સૌને ખબર છે તમારી પૅરેશૂટ કોણ પૅક કરે છે ?'

આપણે આપણી જિંદગીમાં કેટકેટલી પૅરેશૂટનો ઉપયોગ કરવો પડતો હોય છે તે ક્યારેય વિચારીએ છીએ ખરા ? શારીરિક પૅરેશૂટ, માનસિક પૅરેશૂટ, આધ્યાત્મિક પૅરેશૂટ, લાગણીની પૅરેશૂટ વગેરે કંઈકેટલીયે !! આ બધી પૅરેશૂટો આપણા માટે પૅક કરનારા સૌને આપણે જાણીએ પણ છીએ ખરા ? એમનો ક્યારેય ખરા દિલથી આભાર માનીએ છીએ ખરા ? આપણા કે બીજા કોઈના માટે પણ સારું કામ કરનારને આપણે અભિનંદન આપીએ છીએ ખરા ? નથી લાગતું કે વ્યવહારના તાણાવાણાઓને થોડાક સરખી રીતે ગોઠવવાની જરૂર છે ? તો ચાલો, આપણા રોજિંદા જીવનમાં એક વાતનું હંમેશાં ધ્યાન રાખતા રહીએ કે... 'Who Packs Our Parachut ?!! આપણી પૅરેશૂટ કોણ પૅક કરે છે ?!'

□

(મૂળ શીર્ષક : Who packs your parachute ?)





## બાળકો... અદ્દ્ભુત ધર્મગુરુઓ !

...જ્યારે જ્યારે હું જંગલી ફૂલોના છોડવાઓને કે લૉન બગાડતા જંગલી વેલાઓને મારા બગીચામાં જોઉં છું ત્યારે ત્યારે એ રાક્ષસી વેલાઓ કે છોડવાઓ મારા બગીચાને બગાડી નાખશે એવી ભીતિ મને લાગે છે. હું એ છોડવા તેમજ વેલાઓને મારા બગીચામાંથી ઉખાડી ફેંકી દઉં ત્યારે જ મને નિરાંત થાય છે !! જ્યારે મારાં બાળકો એ જ ફૂલોને ભગવાનના ઘરની અદ્ભુત ભેટ ગણે છે ! એ ફૂલોમાંથી એ લોકો અમારે માટે ગુલદસ્તો બનાવે છે અને ભગવાનને પણ એ ફૂલો ચડાવે છે. એમને એ ફૂલો તેમજ વેલાઓ ખૂબ જ ગમે છે !

રસ્તા પર પસાર થતી વેળા કોઈ દારૂડિયો, ભિખારી કે મુફલિસ જેવો લાગતો લઘરવઘર માણસ મળે અને મારી સામે હસે તો તરત હું મોં ફેરવી લઉં છું. જોયું ન જોયું કરી નાખું છું. મને બીક હોય છે કે એ મારી પાસે પૈસા માંગશે, ભીખ માંગશે, જ્યારે મારી સાથે જ ચાલી રહેલાં મારાં બાળકો પેલા માણસ સામે જોઈને મુક્ત મને હસી પડે છે. એ લોકો પેલાની અંદર ફક્ત હસતા માણસને જ જુએ છે !!

કોઈ અજાણી ભાષાનું ગીત કે શાસ્ત્રીય સંગીત વાગતું હોય અને મને એમાં જરા પણ સમજણ ન પડતી હોય ત્યારે આજુબાજુ બેઠેલા કોઈને એનો ખ્યાલ ન આવી જાય તેવી સભાનતાથી હું ડોકું હલાવું છું અને સાંભળું છું (કે નથી સાંભળતો !!). જ્યારે મારાં બાળકો એ જ ગીત કે સંગીત પર નાચવા લાગે છે. જો એ લોકો ગીત જાણતાં હોય તો એના શબ્દો ગાવા માંડે છે અને જો ન જાણતા હોય તો પોતાના શબ્દો બનાવી કાઢે છે ! ટૂંકમાં, એ લોકો સંગીતમય બની જાય છે.

હું પ્રાર્થના કરવા બેસું છું ત્યારે... હે ભગવાન ! મને આટલું આપજે, આ પ્લાન પાસ કરાવી દેજે, ફલાણા કરતાં મને વધારે નફો થાય તેવું ગોઠવી દેજે, પેલો પ્લૉટ આપણને



જ મળી જાય તેવું કરી દેજે... વગેરે વગેરે !! જ્યારે મારાં બાળકો પ્રાર્થના કરે છે કે : 'હે ભગવાન ! તારો ખૂબ જ આભાર ! તેં અમને કેટલાં સરસ રમકડાં આપ્યાં છે, કેવાં સરસ મમ્મી-પપ્પા આપ્યાં છે ! હે પ્રભુ ! હમણાં અમને સ્વર્ગમાં ન બોલાવતો, અમારાં મમ્મી-પપ્પા રડવા માંડશે. એમને અમારા વગર નહીં ગમે ને એટલે ! અને હમણાં એમને પણ ન બોલાવતો, નહીંતર અમે રડી પડીશું ! અને હા ભગવાન ! એક ખાસ વાત. આજે સપનામાં પરીને મોકલજે ! પેલા બાબરા ભૂતને નહીં !'

કાદવનું ખાબોચિયું નજરે પડતાં જ હું મારો રસ્તો બદલી નાખું છું. એના પરથી ભૂલેચૂકેય ન ચાલી જવાય તેની બરાબર કાળજી રાખું છું. મને ગારાથી બગડેલાં કપડાં, બૂટ તેમજ ઘરની લાદી તેમજ જાજમ તરત દેખાય છે. જ્યારે મારાં બાળકો, એ જ ખાબોચિયાને જોતાંવેંત એમાં ધુબાકો મારે છે. ગંદા પાણીની એમની નાનકડી નદીઓ પર પથ્થર તેમજ છીપરાઓનો પુલ બાંધે છે. અળસિયાં કે બીજાં જીવડાં સાથે રમત રમે છે. એમને તો એક ખાબોચિયામાં પણ એક અદ્દ્ભુત દુનિયાનાં દર્શન થાય છે. કલાકો સુધી એ ખાબોચિયાની દુનિયામાં બાળકો ખોવાઈ જાય છે.

આપણને આટઆટલું શીખવવા માટે ભગવાને બાળકોને મોકલ્યાં હોય ત્યારે એકેય ધર્મ કે ધર્મગુરુઓની જરૂર છે ખરી ? ભગવાનના પ્રિય એ નાનકડા ફિરસ્તાઓ રોજે રોજ આપણને ડહાપણની કેટલી બધી વાતો એમના વર્તન વડે જ શિખવાડી દેતા હશે ? પણ આપણે એ બધી વસ્તુઓને ક્ષુલ્લક ગણીને એમના પ્રત્યે ધ્યાન પણ નથી આપતા. વરસો વીતી ગયાં પછી ક્યારેક જો આપણે પાછા ફરીને એક નજર નાખીશું તો ખ્યાલ આવશે કે એ ક્ષુલ્લક વસ્તુઓ જ વાસ્તવમાં ખૂબ મહાન હતી !!



(મૂળ શીર્ષક : Mud Puddles and Dandelio...)

## ભગવાનની કેક

એક નાનકડો છોકરો એનાં દાદીમાને મળવા ગયો. હજુ માંડ બે દિવસથી એ જોરદારના તાવમાંથી ઊભો થયો હતો. નિશાળે નહીં જઈ શકવાને લીધે હોમવર્ક પણ ખાસ્સું ભેગું થઈ ગયું હતું. એનાં મમ્મીપપ્પા પણ આર્થિક સંકડામણના કારણે ચિંતામાં રહેતાં હતાં. ઘરમાં વડચકાં તેમજ નિશાળમાં પણ વડચકાંથી ત્રાસીને બિચારો તેનાં દાદીમા પાસે હળવો થવા ગયો હતો.

દાદીમા એ વખતે કેક બનાવતાં હતાં. છોકરો પોતાની બધી ચિંતાઓ યાદ કરીને દાદીમાને ફરિયાદ કરવા માંડ્યો. ઘણી બધી વાર સુધી એણે રોદણાં રોયાં. દાદીમા હોંકારો દેતાં દેતાં પોતાનું કામ કરતાં રહ્યાં. બાળકની વાત પૂરી થઈ એટલે તેમણે પૂછ્યું, 'બેટા ! તું ભૂખ્યો તો થયો જ હઈશ ! કંઈ ખાવું છે ? કેક બનતાં તો હજુ થોડીક વાર લાગશે.'

હવે દાદીમા વહાલથી આવું પૂછે તો દુનિયાનો ક્યો પૌત્ર ના પાડે ? આમેય કેકની મીઠી સોડમ તો શરૂ થઈ જ ગઈ હતી !! બાળકે હા પાડી. દાદીમાએ એક વાડકીમાં ઘઉંનો કાચો લોટ ભરી બાળક પાસે મૂક્યો. 'લે ખા !'

બાળકને નવાઈ લાગી : 'દાદીમા ! લોટ તો કંઈ ખવાતો હશે ? એ તો કેવો ભંગાર લાગે ?'

'એમ ?! તો આ પી લે !' આ વખતે દાદીમાએ એક વાડકીમાં ખાવાનું તેલ ભરીને આપ્યું.

બાળકથી હસી પડાયું. એને થયું કે દાદીમા મજાક કરી રહ્યાં છે. એણે ના પાડી.

'તો આ તો તને ભાવશે જ !' આ વખતે દાદીમાએ એને કાચાં ઈંડાં તોડીને આપ્યાં. છોકરાને થયું કે નક્કી દાદીમા એને ચીડવી રહ્યાં છે. એના મોઢા પર ગુસ્સાનો તેમજ અણગમાનો ભાવ આવી ગયો. એ બોલ્યો, 'આવું બધું તે કંઈ ભાવતું હશે ? તમે પણ ખરાં છો દાદીમા ! આ બધી વસ્તુઓ તો ગળે ન જ ઊતરે !'



દાદીમા આ વખતે ગંભીર બનીને બાળકની આંખમાં જોઈને બોલ્યાં, 'બેટા ! આ બધી વસ્તુઓ જ કેક બનાવવામાં વપરાય છે. છતાં પણ છૂટી ખાઈએ તો કેટલી ખરાબ લાગે છે નહીં ? પણ જ્યારે સરખી રીતે મિશ્રણ કરીને કેક બનાવીએ તો કેવી સરસ બને છે ! સ્વાદ પણ સરસ બની જાય છે. દીકરા મારા ! એવી જ રીતે ભગવાનના ઘરનું કામ ચાલે છે. આપણને ઘણી વખત એવું લાગે કે આટલા ખરાબ સમયમાંથી કેમ પસાર થવું અને આટલી બધી તકલીફો શું કામ ભોગવવી. પરંતુ ભગવાન જાણે છે કે જ્યારે તે આ બધી વસ્તુઓને, બધાં દુઃખો તેમજ તકલીફોને બરાબર ગોઠવી દેશે ત્યારે જરૂર એકાદ નવીન અને અદ્ભુત વસ્તુ બનશે. બસ આપણે ફક્ત એની પર એવી રીતે વિશ્વાસ રાખવો જોઈએ જેવી રીતે તું અત્યારે મારી પર રાખી રહ્યો છે ! તને ખાતરી જ છે કે આ બધી વસ્તુઓમાંથી બની હોવા છતાં આપણી કેક સરસ જ થવાની. ભગવાન પણ દુઃખોના ચૂલામાં તપાવીને જીવનની કેકને સાચો સ્વાદ આપતો હોય છે. અને દીકરા ! બરાબર તપે નહીં તો કેકનો સરસ સ્વાદ આવે શી રીતે ?'

બાળક અપલક નેત્રે દાદીમા સામે જોઈ રહ્યો.



(મૂળ શીર્ષક : God's Cake)





## જો... ... ...!

જો ભગવાનના ઘરમાં રેફ્રિજરેટર હોત તો ચોક્કસ એની ઉપર એ આપણા ફોટાવાળી ફ્રેમ રાખત !

જો ભગવાન પાકીટ રાખતો હોત તો ખાતરીપૂર્વક કહું છું કે એમાં આપણો નાનકડો ફોટો એ જરૂર રાખત !

દરેક વસંતઋતુએ એ આપણને હજારો ફૂલોનો ગુલદસ્તો શું કામ મોકલે છે ?

રોજ સવારે એ સૂરજને મોકલીને રાતનો અંધકાર શું કામ દૂર કરે છે ?

અમૃતધારા જેવી વર્ષાને દર વરસે એ ધરતી પર શું કામ મોકલે છે ?

જ્યારે જ્યારે આપણે સાચા દિલથી પ્રાર્થના કરીએ છીએ ત્યારે એ સાંભળે જ છે. શું કામ ?

અને એણે બનાવેલા આટલા મોટા વિશ્વમાં એ ગમે ત્યાં રહી શક્યો હોત પણ રહેવાની જગ્યા તરીકે એણે આપણું હૃદય જ શું કામ પસંદ કર્યું ? શું કામ ?!

અરે, એટલા માટે કે આપણો દીવાનો છે. આપણી પાછળ પાગલ છે. આપણી સાથે તાલ મિલાવવા માટે એ અધીરો છે !

અને આમેય ભગવાને આપણને બનાવ્યા ત્યારે એવું વચન તો નહોતું જ આપ્યું કે આપણને દુઃખ વગરના દિવસો જ આપશે ! એવું તો નહોતું કહ્યું કે હાસ્ય આપશે, પણ ઉદાસી નહીં આપે કે રાત વગરના જ દિવસો આપશે. પણ એવું વચન જરૂર આપ્યું હતું કે જો દુઃખ આપશે તો એ સહન કરવાની શક્તિ તેમજ હિંમત આપશે, જો ઉદાસીનતા આપશે તો ખુશી પણ આપશે જ, નિરાશાનાં આંસુ આપશે તો આશાનું સ્મિત પણ જોડે આપશે અને અંધકારભરી રાત્રિ આપશે તો તારા, ચંદ્ર અને નહીં તો દીવડાનો પ્રકાશ જરૂરથી આપશે જ આપશે !



(મૂળ શીર્ષક : If God had a refrigerator)



## એક કોડિયું...!

એને હંમેશાં પ્રકાશિત રાખો...!

આપણે ભગવાન પાસે પીવાનું થોડુંક પાણી માંગ્યું. એણે હજારો નદીઓ, ઝરણાંઓ અને સરોવરો આપણને આપી દીધાં !!

આપણે એની પાસે એકાદ ફૂલની માગણી કરી. એણે આપણને બગીચાઓ ભરીને ગુલદસ્તાઓ મોકલી આપ્યા.

આપણે એની પાસે છાંયડા માટે એક ઝાડ માંગ્યું અને એણે આપણને મોટાં જંગલો આપી દીધાં.

આપણે કહ્યું કે... હે ભગવાન ! એકલું એકલું લાગે છે તો એણે આપણને કુટુંબ, સાથી-સંગાથી તેમજ મિત્રોની ભેટ મોકલી આપી.

કેવો દયાળુ છે એ ? કેટલો બધો માયાળુ છે ? એના પર વિશ્વાસ રાખીએ તો એ શું નથી આપતો ?

ભગવાન પ્રત્યેની શ્રદ્ધા તેમજ વિશ્વાસનું કોડિયું હંમેશાં સળગતું જ રાખો. પછી જુઓ કે અંધકારનો ડર ક્યારેય નહીં સતાવે અને એ વાત પણ સત્ય જ છે કે આખા બ્રહ્માંડનું અંધારું એકઠું થાય ને તોપણ એક કોડિયાને ક્યારેય નથી ઠારી શકતું !







## ભગવાન સાથે ભોજન !

એક નાનકડા બાળકે એક વખત પોતાની નાનકડી બૅગ તૈયાર કરવા માંડી. એમાં એણે ચૉકલેટ્સ ભરી. બેચાર પૅકેટ્સ બિસ્કિટ્સ નાખ્યાં. એકાદ વેફર્સનું પૅકેટ પણ લીધું. એની મા પાસે માંગીને નાનકડા લંચબૉક્સમાં બેત્રણ થેપલાં તેમજ અથાણું ભર્યું. પાણી માટે વૉટરબૅગ ભરી.

માતાને નવાઈ લાગી. બાળક તો ચૂપચાપ બધું પૅકિંગ કર્યે જતો હતો. માતાથી હવે ન રહેવાયું. એણે પૂછ્યું : 'શું કરે છે બેટા ? ક્યાં જવાની તૈયારી કરે છે ?'

'ભગવાનને મળવા જઉં છું !' ગંભીર મુખમુદ્રા સાથે બાળકે જવાબ આપ્યો.

માને હસવું આવ્યું. એને થયું કે ક્યાંક બાગ-બગીચામાં રમવા જતો હશે. અથવા તો એની જેવડાં બાળકો સાથે પિકનિકનો પ્રૉગ્રામ બનાવ્યો હશે. એણે ફરી વાર પૂછ્યું પણ બાળકે તો એ જ જવાબ આપ્યો. માએ ગંભીરતાથી ન લીધું. બાળકે વૉટરબૅગ ખભે લટકાવી, પોતાની બૅગ પીઠ પર બરાબર બાંધી અને એ તો ઘરેથી ઊપડ્યો !

એના ઘરથી થોડેક દૂર એક જાહેર બાગ હતો. ત્યાં પહોંચતામાં તો બાળક થાકી ગયો. થોડીક વાર આરામ કરવાનો વિચાર કરીને એ એક બાંકડા પર બેઠો. હવે એ સમયે એ જ બાંકડાના બીજે છેડે એક ઘરડો ભિખારી બીજી તરફ જોઈને બેઠો હતો. ત્યાં ઊડતાં પંખીઓને એ જોઈ રહ્યો હતો.

બાળકને ભૂખ પણ લાગી હતી ! એણે પોતાની બૅગ ખોલી. થેપલું કાઢીને મોઢામાં મૂકવા જતો હતો ત્યાં જ પેલા ઘરડા માણસે એની સામે જોયું ! એના મોઢા પરથી એ ઘણા દિવસનો ભૂખ્યો હોય તેવું લાગતું હતું. બાળકે થેપલાવાળો હાથ પેલા ભિખારીની સામે લાંબો કર્યો. ઘરડા ભિખારીએ થેપલું લઈ લીધું. પછી એ બાળકની સામે જોઈને આભારવશ હસ્યો. ઘણા દિવસે ખાવાનું મળ્યું તે માટેના આનંદ અને

બાળક તરફની કૃતજ્ઞતાથી ભરેલું એ હાસ્ય બાળકને પણ ખૂબ જ ગમ્યું. એને કંઈક ન સમજાય તેવી ખુશી થઈ. ભિખારીએ થેપલું પૂરું કરીને બાળક સામે જોયું. એ ફરીથી હસ્યો. બાળકને એના હાસ્યમાં મજા આવી ગઈ. એણે ફરીથી થેપલું આપ્યું. ભિખારીએ ફરીથી થેપલું લઈ લીધું. પછી તો આ ઘટનાક્રમ એમ જ ચાલ્યો. બાળક ભિખારીને પોતાની બૅગમાંથી કંઈક ખાવાનું આપે અને એ ખાઈ ભિખારી સરસ મજાનું હસે. એમ કરતાં સાંજ પડી ગઈ. બાળક કે ભિખારી બેમાંથી કોઈ એક શબ્દ પણ નહોતું બોલ્યું. હાસ્ય જ બંને વચ્ચેની પરિભાષા હતી. બૅગમાં ભરેલાં થેપલાં, બિસ્કિટ્સ, પાણી વગેરે બધું જ ખલાસ થઈ ગયું. થોડુંક અંધારું થઈ ગયું.

બાળક હવે પોતે ઘરે જવું જોઈએ એવા વિચાર સાથે ઊભો થઈ ગયો. પોતાની વસ્તુઓ ખભે નાખીને એ ઘર તરફ ચાલ્યો. થોડેક દૂર ગયો હશે ત્યાં જ કંઈક યાદ આવ્યું હોય તેમ ઊભો રહી ગયો. વૉટરબૅગ અને થેલો નીચે નાખીને દોડતો પાછો આવ્યો. બાંકડા પાસે જઈને પેલા ભિખારીને એ વળગી પડ્યો. એના ગંદા ગાલ પર એક પપ્પી કરી. પછી દોડતો દોડતો પોતાની વસ્તુઓ લઈને ઘર તરફ ઊપડ્યો.

પોતાને આવડે તેવાં ગીતો લલકારતો અને આનંદથી ઠેકડા મારતો એ ઘરમાં દાખલ થયો. એની માતાને એનો અદ્‌ભુત આનંદ જોઈને આશ્ચર્ય થયું. એણે પૂછ્યું, 'એલા મુન્ના ! આ બે-ત્રણ કલાક તું ક્યાં ગયો હતો ? અને હા ! હું તો પૂછતાં જ ભૂલી જાઉં છું, તને ભગવાન મળ્યા કે નહીં ?'

'હા મા ! ભગવાન મને બગીચામાં જ મળી ગયા.'

માતાના આશ્ચર્યમાં વધારો થયો. એણે ફરીથી પૂછ્યું, 'શું કહ્યું ? તને બગીચામાં ભગવાન મળ્યા ?'

'હા મા ! સાચું કહું છું. ભગવાન મને બગીચામાં મળી ગયા. મેં અને ભગવાને સાથે બેસીને નાસ્તો કર્યો. મા ! એક વાત કહું ? ભગવાન જેવું સરસ હસતાં મેં આજ સુધી કોઈને પણ જોયા નથી. એ એટલું સરસ હસતા હતા મા ! કે મને તો મજા આવી ગઈ. અમે નાસ્તો કર્યો અને એકબીજા સામે ખૂબ હસ્યા. મા ! ભગવાન કેટલું સરસ હસે ને ?! અને મા ભગવાન ખૂબ જ મોટા અને ઘરડા હશે એ પણ મને આજે જ ખબર પડી !...'

મા તો બિચારી શું બોલે ? 'હા બેટા !' એટલું કહીને એ આશ્ચર્યથી જોઈ જ રહી.

આ બાજુ પેલો ભિખારી પણ પોતાની ફૂટપાથ પર ઊપડ્યો. એ પણ ખૂબ જ ખુશ હતો. એ લહેરથી ગીત ગણગણતો હતો. એને આટલો બધો ખુશીમાં જોઈને બાજુવાળા ભિખારીથી પૂછ્યા વિના રહેવાયું નહીં. એણે કહ્યું, 'કેમ અલ્યા, આજે કાંઈ મોટો દલ્લો ભીખમાં મળી ગયો છે કે શું ? આટલી બધી ખુશી કઈ વાતની છે ? ભીખમાં ખૂબ પૈસા-બૈસા આવી ગયા છે કે ?'

'આજે તો મેં ભીખ જ નથી માંગી ! ભિખારી બોલ્યો.

'તો પછી ? આટલી બધી ખુશી શેની છે ?' બીજા ભિખારીનું આશ્ચર્ય હવે વધ્યું.

'આજે મને બગીચામાં ભગવાન મળી ગયા હતા !' પેલો ભિખારી બોલ્યો, 'પણ એ આટલા નાનકડા હશે એ મને પહેલી વખત ખબર પડી !' પછી ખુશીથી એણે આકાશને ભરી દેતું ખડખડાટ હાસ્ય કર્યું !

આખા દિવસમાં આપણને ભગવાન કેટકેટલી વખત મળતો હશે નહીં ? અને આપણે એને ઓળખી પણ નહીં શકતા હોઈએ. એકાદ નાનકડું લાગણીભર્યું કૃત્ય પણ ભગવાનનું જ કૃત્ય છે. એક એક કાળજીભર્યા હાથના કોમળ સ્પર્શ પાછળ રહેલા ઈશ્વરને ઓળખીએ...



(મૂળ શીર્ષક : Lunch with God)

## જીમના મિત્ર !

પરદેશની વાત છે.

એક વખત એક પાદરી બપોરના સમયે ચર્ચમાંથી પસાર થયા તો જોયું કે એક મેલોઘેલો માણસ નમીને ભગવાનને પ્રાર્થના કરી રહ્યો હતો. પછી એણે કોઈ વ્યક્તિ સાથે વાત કરતો હોય તેમ ભગવાન સાથે વાતો કરવા માંડી. પછી પોતાના ઓવરકોટ નીચેથી રોટી કાઢી ભગવાનની સામે જ નીચે બેસીને એણે ખાવાનું શરૂ કર્યું. ખાતાં ખાતાં પણ એ ભગવાનની સામે હાથ લાંબા કરીને કંઈક બોલી રહ્યો હતો.

પાદરીને આ બધું શોભાસ્પદ ન લાગ્યું, પણ એમણે પેલા માણસને ખલેલ ન પહોંચાડી.

પછી તો રોજ બપોરે આ જ ક્રમ ચાલ્યો. પાદરીએ એકાદ અઠવાડિયા સુધી રાહ જોઈ પછી એક દિવસ પેલા માણસને પૂછવાનું નક્કી કરી લીધું. એ દિવસે જ્યારે પેલો માણસ પોતાનો જમવાનો + પ્રાર્થનાનો ક્રમ પૂરો કરીને પાછો ફરતો હતો ત્યારે પાદરીએ એને રોક્યો. 'ભાઈ ! તું કોણ છે ? રોજ પ્રાર્થનાના સમયને બદલે બપોર વચ્ચે પ્રાર્થના કરવા કેમ આવે છે ? જમવાનું તું ચર્ચમાં કેમ પતાવે છે ? તું ક્યાં કામ કરે છે ?'

'ફાધર ! મારું નામ જીમ છે. બાજુમાં આવેલી પથ્થર તોડવાની ખાણમાં મજૂરી કરું છું. જો હું પ્રાર્થનાના સમયે આવું તો મારી મજૂરીનો સમય પડે. ખાણમાં ક્યાંય છાંયડાવાળી જગ્યા નથી. એટલે મારા ભોજનનો જે એક કલાક મને મળે છે તેને હું મારી પ્રાર્થનાનો સમય બનાવી દઉં છું. અહીં જ જમું છું અને જમતાં જમતાં પ્રાર્થના પણ કરતો જાઉં છું.'

'તું શું પ્રાર્થના કરે છે ?' ફાધરથી સાવ અનાયાસે પુછાઈ ગયું.

'ફાધર ! મારા જેવા મજૂર તેમજ ગામડિયાને તમારા જેવી પ્રાર્થના કરતાં તો ક્યાંથી આવડે ? હું તો અહીં આવીને કહું છું કે, "હે ભગવાન, હું કેટલો સુખી છું કે તું મારો ભાઈબંધ છે. અને તેં મારાં બધાં જ પાપ લઈ લીધાં છે પછી મારે શેની ચિંતા ? મને પ્રાર્થના કરતાં તો આવડતી નથી પણ તને મારી સાથે જ જમાડવા આવ્યો છું. ચાલ મારો હાથ પકડ અને બેસી જા મારી બાજુમાં. બસ આવું બધું બોલું છું." '

ફાધર ચકિત થઈ ગયા. આવી તો કંઈ પ્રાર્થના હોતી હશે, પણ ખેર ! પ્રાર્થના તો દરેકની વ્યક્તિગત બાબત છે. અને આમેય આ માણસ એમને નિર્મળ તેમજ સાવ ભોળિયો લાગ્યો. એ કંઈ જ ન બોલ્યા.

ત્યાર બાદ થોડાક દિવસ આ ક્રમ ચાલ્યો હશે. ફાધરને આ બધું સામાન્ય થઈ ગયું હતું, પણ એક દિવસ જીમ ન આવ્યો. ફાધરે પાછલા ઘણા મહિનાઓમાં પ્રથમ વખત જીમનો ક્રમ તૂટતો જોયો. એમને નવાઈ લાગી, પણ હશે કંઈક કારણ કહી એ ભૂલી ગયા.

બીજો દિવસ, ત્રીજો દિવસ એમ ઘણા દિવસ ગયા. એકાદ અઠવાડિયા પછી ફાધરની ધીરજનો અંત આવી ગયો. એક બપોરે કામ પતાવીને એ જીમ જ્યાં કામ કરતો હતો તે ખાણ પર ગયા. પૂછપરછ કરતાં ખબર પડી કે જીમ માંદો છે. એને ફેફસાંનું કેન્સર થયું છે. એને નજીકના સરકારી દવાખાનામાં દાખલ કરેલો છે.

ફાધર દોડાદોડ સરકારી દવાખાને પહોંચ્યા.

ત્યાં જઈને હૉસ્પિટલની હેડ નર્સને એમણે પૂછ્યું કે પથ્થરની ખાણમાં કામ કરતા કોઈ જીમ નામના માણસને અહીં દાખલ કર્યો છે ?

'કોણ જીમ ?! અરે એ તો દેવદૂત છે. આટલું મોટું દર્દ હોવા છતાં જાણે એને કંઈ પણ થયું જ ન હોય તેમ એ રહે છે. એનો હંમેશાં હસતો ચહેરો જોઈને બીજા દર્દીઓ પણ પોતાનું દુઃખ ભૂલી જાય છે. અમારા નાનામોટા કામમાં

એ મદદ પણ કરે છે. પોતાની જમા કરેલી પૂંજીમાંથી બીજા ગરીબ દર્દીઓને એ દવા તેમજ ફળો વગેરે લાવી આપે છે. બધાને આનંદમાં રાખવા માટે ખૂબ જ મહેનત કરે છે. બધા દર્દીઓને ભેગા કરી પ્રાર્થના કરવાનું પણ કહે છે. એ ફિરસ્તાના દાખલ થયા પછી અમારા વૉર્ડમાં દર્દીઓ ઘણા છે પણ દુઃખી કોઈ જ નથી... અરે ! એમ કહોને એણે હૉસ્પિટલના વૉર્ડને એક મંદિર જ બનાવી દીધું છે...'

ફાધર સાંભળી જ રહ્યા. ઘણી બધી વખત એ પણ હૉસ્પિટલના દર્દીઓને પ્રાર્થના કરાવવા આવતા હતા. મોટે ભાગે તો મરી રહેલા દર્દીઓને છેલ્લી પ્રાર્થના સંભળાવવા માટે જ એ આવતા. આજ સુધી પોતાના ચર્ચમાં પણ તેઓ આવું વાતાવરણ ઊભું નહોતા કરી શક્યા. ફાધર કંઈક ઊંડા વિચારમાં પડી ગયા. કોઈ નવું જ સત્ય પોતાની સામે ઉપસ્થિત થતું અનુભવી રહ્યા.

નર્સે એ સમયે એક નિસાસો નાખીને થોડા ખિન્ન સ્વરે કહ્યું, 'બસ એક જ વાત અમને સૌને દુઃખ પહોંચાડે છે. એ બિચારો દુનિયામાં સાવ એકલો છે. એને મળવા કોઈ નથી આવતું. કોઈ એના માટે ફળો કે ફૂલોના ગુલદસ્તા નથી લાવતું. એ માણસ બધા માટે છે પણ જાણે કે એના માટે આ દુનિયામાં કોઈ જ નથી. બસ એ સાવ કરતાં સાવ જ એકલો છે. કાલ એને કંઈ થઈ જશે તો એની કોઈને ખબર પણ નહીં પડે...' નર્સ વધારે ન બોલી શકી.

ફાધર જીમના ખાટલા પાસે ગયા. સાવ દુર્બળ દેહ ધરાવતો જીમ આંખ બંધ કરીને પડ્યો હતો. ખરેખર સગાંવહાલાંઓને મળવાનો સમય હોવા છતાં એની પાસે કોઈ જ નહોતું. પણ એના ચહેરા પર કોઈ ગજબની શાંતિ હતી.

'કેમ છો જીમ ?' ફાધરે કહ્યું.

'ઓહ ! આવો આવો ફાધર. જીમે આંખ ખોલી. અરે ! હું તો એકદમ મજામાં છું. મને તો કોઈ જ તકલીફ નથી.' બોલતાં બોલતાં શ્વાસ ચડી જતો હતો, પણ જીમના અવાજમાં પીડાનું કે દરદના બોજનું કોઈ જ નામનિશાન નહોતું. 'તમે કેમ છો ફાધર ?'







ફાધરે નર્સે કરેલી વાત જીમને પૂછી નાખી. 'જીમ ! હૉસ્પિટલ સ્ટાફ કહે છે કે તારું કોઈ સંબંધી નથી. તને કોઈ મળવા આવતું નથી. શું આ સાચું છે ?'

આ સાંભળીને જીમ હસી પડ્યો. પછી ધીમેથી બોલ્યો, 'ફાધર ! એ લોકો જોઈ શકતા નથી. મને મળવા મારો ભાઈબંધ રોજ બપોરે રિસેસના સમયે આવે જ છે !'

'એમ !' ફાધરને આશ્ચર્ય થયું. કોણ આવે છે ? અરે ! કોઈ આવતું હોય તો આ હૉસ્પિટલના સ્ટાફને તો ખબર હોય ને ?

'અરે ફાધર ! રોજ બપોરે રિસેસના સમયે મારો ભાઈબંધ પ્રભુ ઈસુ આવે છે. મારો હાથ પકડે છે. પછી વ્હાલથી બોલે છે, "જીમ ! હું કેટલો ખુશ છું કે તું મારો ભાઈબંધ છે. જો મેં તારાં બધાં જ પાપ લઈ લીધાં છે પછી તને શેની ચિંતા છે ? ચાલ, હું તને જમાડવા આવ્યો છું, મારો હાથ પકડી લે અને બેસી જા મારી બાજુમાં જમવા !" '

આટલું બોલતાં જ જીમને શ્વાસ ચડી ગયો. અતિ ખુશીના ભાવ સાથે એણે ધીમે ધીમે આંખો મીંચી દીધી. ફાધર જીમનો હાથ પકડીને સાંભળી જ રહ્યા !

□

(મૂળ શીર્ષક : Checking in)

## ત્યાં ભગવાન જરૂર હશે...!

'કાલે સવારે હું તારા હૃદયનું ઑપરેશન કરવાનો છું.' એક નિષ્ણાત સર્જન હૃદયરોગથી પીડાતા 'એક પાંચેક વરસના બાળકને સમજાવી રહ્યા હતા. બાળકને ઑપન હાર્ટ સર્જરીના ઑપરેશન માટે બીજે દિવસે લેવાનું હતું. 'અને પછી તારા હૃદયને હું ખોલીને જોઈશ કે...'

'તમને ત્યાં ભગવાન બેઠેલા દેખાશે.' સર્જન પોતાનું વાક્ય પૂરું કરે તે પહેલાં પેલો બાળક બોલી ઊઠ્યો.

ભગવાનના અસ્તિત્વનાં ન માનતા નાસ્તિક સર્જનને આ ન ગમ્યું. અણગમાના ભાવ સાથે એમણે આગળ કહ્યું, 'બેટા ! હું તારા હૃદયને છરીથી કાપીને જોવાનો છું કે અંદર કેટલું નુકસાન થયું છે અને...'

'પણ તમે જો જો હો, ત્યાં તમને ભગવાન જરૂર મળી રહેશે. એ આપણા હૃદયમાં જ રહેતા હોય છે.' સર્જન પૂરું કરે તે પહેલાં ફરીથી પેલો છોકરો બોલી ઊઠ્યો. સર્જનને અકળામણ થઈ. એણે કંટાળીને બાળકનાં માતાપિતા સામે જોયું. બાળકને સમજાવવાનું પડતું મૂકીને એણે હવે માબાપ સાથે વાતચીતનો દોર સાધ્યો : 'જુઓ, તમારા બાળકના હૃદયમાં હું કાલે જોવા માગું છું કે રોગથી તેને કેટલું નુકસાન થયું છે. અને હવે પછી આપણે આગળ શું કરવું. અને મારાથી એ રિપેર થઈ શકે તેમ છે કે નહીં. અને ત્યાર બાદ જ...

'પણ તમે જો જો, ભૂલી નહીં જતા. ભગવાન હૃદયમાં જ રહેતા હોય છે. એ તમને ચોક્કસ દેખાશે. મારાં દાદા-દાદી કહેતાં હતાં. ચર્ચમાં ફાધર પણ એક વખત કહેતા હતા કે ભગવાન ત્યાં જ રહેતા હોય છે. તમે જરૂરથી જોજો. પછી મને કહેજો...!'

'નુકસાન પામેલી લોહીની નળીઓ અને સડી ગયેલી હૃદયની દીવાલો સિવાય ત્યાં કંઈ જ નહીં હોય તેની હું ખાતરી આપું છું...' ચિડાયેલા સર્જને બાળકની વાતને તોડી પાડતાં બાકીની સૂચનાઓ આપીને વિદાય લીધી.







બીજા દિવસે ઑપરેશન થિયેટરમાં પેલા બાળકનું ઑપરેન કરવામાં આવ્યું. નાનકડા એ હૃદયમાં કંઈ કરતાં કંઈ જ સાબૂત બચેલું નહોતું. હૃદયની દીવાલો, ધમનીઓ, શિરાઓ, વાલ્વ્સ વગેરે બધું જ રોગથી ઘસાઈને ખવાઈ ગયું હતું. કંઈ પણ થઈ શકે તેમ નહોતું. દુનિયાની કોઈ પણ સારવાર હવે આ બાળકના હૃદયને વધારે વખત ધબકતું રાખી શકવા માટે સમર્થ નહોતી. પેલા સર્જનને ન સમજાય તેવી લાગણી થઈ. ભારે હૃદયે એણે બાળકના હૃદયને ટાંકા લઈ પાછું છાતીમાં બંધ કર્યું.

બાળકને ઇન્ટેન્સિવ કેર યુનિટમાં મોકલીને સર્જન વિચારે ચડી ગયા. નાનકડા બાળકની ભગવાન પરની અનન્ય શ્રદ્ધા એમને મનનાં ઊંડાણમાં ક્યાંક સ્પર્શી ગઈ હતી. અચાનક એમણે જોયું કે પોતે ભગવાનની સામે ઊભા છે. મંદ મંદ સ્મિત વેરતા ભગવાને કહ્યું, 'મારા દીકરા ! તારું સ્વાગત છે. તેં આજે મારા નાનકડા અને ખૂબ જ વહાલા પંખીના હૃદયનું ઑપરેશન કરી લીધું ને ! તારું કામ પૂરું થયું અને એનું કામ પણ પૂરું થયું. હવે હું એને મારી પાસે બોલાવી લઈશ !'

'પણ ભગવાન ! આજ સુધી હું તો એવું જ માનતો હતો કે તમે છો જ નહીં. અને જો તમે હો અને એવું કહેતા હો કે એ બાળક તમારું નાનકડું અને ખૂબ જ વહાલું પંખી છે તો તમે એને આટલું બધું દર્દ કેમ આપ્યું ? એને આટલી બધી પીડા સહન કરવા માટે મોકલ્યું જ શું કામ ?'

એના એ જ સ્મિત તેમજ ભાવ સાથે ભગવાને કહ્યું, 'દીકરા ! મારું એ નાનકડું પંખી મને ખૂબ વહાલું છે જ. એને આવું દરદ આપીને એટલા માટે મોકલ્યું હતું કે એ તારી જેવા એક ખોવાઈ ગયેલા પંખીને મારી પાસે લાવી શકે. બોલ ! આ પહેલાં તેં કદી પણ મારો વિચાર કરેલો ખરો ? તને અત્યારે કેટલી બધી શાંતિ લાગે છે ? આ શાંતિનો તું અનુભવ કરી શકે તે માટે જ મેં એને તારી પાસે મોકલ્યું હતું. હવે તેનું કામ પૂરું થઈ ગયું છે. હવે હું એને

મારી પાસે બોલાવી લઈશ. હવે કાલથી એને કોઈ જ પીડા નહીં રહે, કારણ કે મારી પાસે આવે તેના માટે શાશ્વત શાંતિ જ હોય છે. અહીંયાં કોઈ પણ પીડા કે દર્દ નથી હોતાં...'

'સર ! ઓ સર ! ઇન્ટેન્સિવ કેરમાં શિફ્ટ કરાયેલું પેલું નાનકડું બાળક હવે ભાનમાં આવી ગયું છે.' નર્સના અવાજથી તંદ્રામાં સરી પડેલા ડૉક્ટર સફાળા જાગી ગયા. એમને થયેલા અનુભવની કે હમણાં જ જોયેલા સ્વપ્નની અસર હજુ એમના પર હતી. અચાનક જ એમને ડૂમો ભરાઈ આવ્યો. થોડીક ક્ષણો માટે એમણે પોતાના અહંકારને તેમજ પોતાની જાતને પણ ઓગળી જતી અનુભવી.

ઇન્ટેન્સિવ કેરના ખાટલા પર વિવિધ જાતની કંઈકેટલીયે નળીઓ વચ્ચે પડેલા બાળકે આંખો ખોલી. સર્જને એનો હાથ પોતાના હાથમાં લીધો. બાળકને કંઈક કહેવું હોય તેવું લાગ્યું. સર્જને બાળકના મોઢા પરથી ઑક્સિજન માસ્ક દૂર કર્યો. પછી હળવેથી એના માથા પર હાથ ફેરવ્યો.

દર્દથી પીડાતો બાળક ધીમેથી બોલ્યો.... 'સર ! તમે મારા હૃદયનું ઑપરેશન કરી લીધું ?'

'હા બેટા !' સર્જને કહ્યું.

'તમે મારા હૃદયને આખું ખોલેલું ?'

'હા દીકરા !'

'તમને ત્યાં શું દેખાયું ? મારા હૃદયમાં તમને કંઈ મળ્યું ?'

'બેટા !' સર્જનનો અવાજ ભારે થઈ ગયો. 'મને ત્યાં ભગવાન બેઠેલા દેખાયા. મારા દીકરા ! તારા હૃદયમાં મને ભગવાન મળ્યા !'

'જો ! હું નહોતો કહેતો ?! તમને મારા હૃદયમાં ભગવાન જરૂર મળશે. મને ખબર જ હતી કે એ ત્યાં જ રહેતા હોય છે.' ખૂબ જ આનંદ સાથે એ બાળક બોલી ઊઠ્યો. પછી સર્જનની સામે એક મીઠી અને સંતોષથી ભરેલી નજર નાખીને હંમેશ માટે એણે આંખો મીંચી દીધી.



(મૂળ શીર્ષક : A boy and his heart)

## To Whom It May Concern :
## જેને લાગતુંવળગતું હોય તેને

માનનીયશ્રી,

સ્વર્ગ સમાચારમાં આવેલ જાહેરખ પરથી જાણ્યું કે તમે તમારી જિંદગીના મૅનેજરની જગ્યા ભરવા માંગો છો. તો આ જગ્યા માટે હું નમ્ર રીતે અરજી કરવા માગું છું. મારી અરજીની યોગ્યતાના પુરાવા તરીકે હું નીચેના થોડાક મુદ્દાઓ પરત્વે તમારું ધ્યાન દોરવા માંગું છું.

– હું માણસજાતના સર્વપ્રથમ મૅનેજર તરીકે કામ કરી ચૂક્યો છું !

– મેં જ માણસજાતને બનાવી છે. એને સૌથી સારી રીતે કાર્યરત શી રીતે રાખવી તે હું બરાબર જાણું છું, કારણ કે તેના દરેકેદરેક પુરજાનું મને સંપૂર્ણ જ્ઞાન છે. (આમ જુઓ તો મશીનના બનાવનારને જ તમે મિકેનિકની નોકરી આપી રહ્યા હો તેવું લાગશે !)

મારી કાર્યપદ્ધતિ અંગે તમને માહિતગાર કરવા માટે અત્યાર સુધીમાં મેં ઘણા જ સંતો, અવતારો તેમજ પયગંબરોને મોકલ્યા જ છે. પણ મને લાગે છે કે તોપણ ક્યાંક કશીક કચાશ રહી ગઈ છે. એટલે આ વખતે મેં જ અરજી કરવાનો નિર્ણય કર્યો છે.

મને જો તમારી જિંદગીના મૅનેજર તરીકે રાખશો તો થોડાક જ વખતમાં હું બધું જ બરાબર કરી આપીશ. હા ! આ બધું હું મારી આગવી રીતે કરવાનો અધિકાર જરૂર માંગીશ. એના માટે મારે તમારી જિંદગીમાં થોડાક આવશ્યક અને નિર્ણાયક ફેરફારો જરૂરથી કરવા પડશે. એ હું મારી રીતે અને મારા સમયે કરીશ. કેટલાક ફેરફારો તમને પીડાદાયક લાગવાની શક્યતા પણ છે, પરંતુ એ બધું સહન કરવાની હું તમને શક્તિ પણ આપીશ એટલે કંઈ વધારે પડતી ચિંતા કરવાની પણ જરૂરત નહીં રહે.

આ સંપૂર્ણ પ્રક્રિયા દરમિયાન તમારે માત્ર શાંતિ જ જાળવવાની રહેશે. મારા કામમાં કોઈ પણ જાતની દખલ મને જરા પણ સ્વીકાર્ય નથી. મને મદદ કરવાનો તેમજ મારો વિરોધ કરવાનો પણ તમારે પ્રયત્ન ન કરવો. મારે તમારી મદદની જરૂર નથી, પણ તમારો સાથ, સહકાર અને સમર્પણ હું આવકારીશ. (અને એ અનિવાર્ય પણ છે !)

એ જ લિ. ભગવાન

નીચે મારો બાયૉડેટા લખીને મોકલું છું, જે તમારી જાણ ખાતર...!

**નામ** : ભગવાન

**સરનામું** : બધે જ. દરેક સ્થળ, કણેકણ. ૦૦૦ ૦૦૦

**ફોન** : પ્રાર્થના

**નિપુણતા** : સર્વશક્તિમાન

**કાર્યઅનુભવ** : બ્રહ્માંડને બનાવ્યું. આકાશગંગા, એક એક તારા તેમજ તારાવિશ્વોને એની જગ્યાએ ગોઠવ્યાં.

– માણસ તેમજ દરેક સજીવ-નિર્જીવને બનાવ્યાં.

– હાલ સમગ્ર વિશ્વને મારી શક્તિ વડે ધારણ કરી રહ્યો છું.

– સમયની શરૂઆત થઈ તે પહેલાંથી, સમય રહેશે ત્યાં સુધી અને તે પછી પણ કાર્યક્ષેત્ર તેમજ કાર્યક્ષમતા ધરાવનાર (સમયને પણ મેં જ બનાવ્યો છે, જે તમારી જાણ ખાતર !)

**અભ્યાસ** : સર્વજ્ઞ. બધું જ્ઞાન મારા થકી જ છે.

**ચારિત્ર્ય** : આ અંગેનાં પ્રમાણો માટે નીચેના રેફરન્સીસ જોઈ જવા વિનંતી છે.

– વેદો, ઉપનિષદો, જૈન શાસ્ત્ર, બૌદ્ધ ધર્મગ્રંથો, તેમજ અન્ય ભારતીય ધર્મસંહિતાઓ.

– બાઈબલ, કુરાન, તેમજ દુનિયાનો દરેક ધાર્મિક ગ્રંથ.

**થોડાક અગત્યના ગુણો** :

– પ્રેમસ્વરૂપ

– પ્રકાશસ્વરૂપ

– શાંતિસ્વરૂપ

– સત્યસ્વરૂપ







– શુભસ્વરૂપ

– સમજણ આપનાર

– દર્દનાશક

– દુ:ખનાશક

– ક્ષમા કરનાર

– અન્નદાતા

– દયાળુ, માયાળુ

– દરેક સદ્ગુણનો સ્વામી

**મળવા માટેની માહિતી** : (Contact Information) :

– હું હંમેશાં તમારી જિંદગીની જવાબદારી સ્વીકારી લેવા તત્પર હોઉં છું.

– તમે ગમે ત્યારે મારો સંપર્ક કરી શકો છો.

– હું તમારાથી ફક્ત પ્રાર્થનાના બે શબ્દ જેટલો જ દૂર છું.

– મંદિરો, મસ્જિદો વગેરે જગ્યાઓ કરતાં મને દિલમાં શોધવાની કોશિશ કરજો. હું હંમેશાં તમારી જોડે જ હોઉં છું.

**અપેક્ષિત પગાર** :

મારો પગાર મારા હજારો દૂતો, સંતો તેમજ પયગંબરોએ પોતાની જાતની આહુતિ આપીને ક્યારનો ચૂકવી દીધો છે. તમારી પાસેથી મારા બતાવેલા રસ્તા પરનું આચરણ તેમજ મારા પ્રત્યેનું સમર્પણ જ પગાર તરીકે માંગું છું.

વધારે રેફરન્સીસ જો માંગશો તો જરૂર પૂરા પાડીશ.

આશા છે કે મારી અરજી પર પૂરતું ધ્યાન આપીને તમે મને તમારી જિંદગીના મૅનેજરની નોકરી જરૂરથી આપશો.

એ જ લિ. ભગવાન



(મૂળ શીર્ષક : God's Cover Letter)

# પુખ્ત અને મોટા હોવામાંથી મારું રાજીનામું!

સૌની જાણ ખાતર...
આથી લાગતાવળગતા
હું આજથી પુખ્ત વ્યક્તિ તરીકેની મારી જિંદગીમાંથી
અને જવાબદારીઓમાંથી કાયદેસરનું રાજીનામું આપું છું.
મારે હવે ક્યારેય મોટા કે વડીલ કે પછી પુખ્ત નથી કહેવાવું.
મારે તો બસ આજથી ૮ (આઠ) વરસના બાળક બની જવું
છે. જોકે એ ઉંમરની કોઈ પણ જવાબદારી નિભાવવાની
મારી જરા પણ ના નથી.

સ્કૂલની બહાર ઊભી રહેતી લારીમાંથી પચાસ પૈસાના શીંગચણા કોઈ અજબના સંતોષ સાથે ફરી એક વાર ખાવા માંગું છું. ગાયના નીચે પડેલા પોદળામાં સાંઠીકડું ખુતાડવાની રમત મારે ફરીથી રમવી છે. ગામના તળાવના ગંદા પાણીમાં ડૂબકીઓ લગાવીને ધરાઈ રહ્યા હોઈએ ત્યાર પછી એયને બધાં જ કપડાં બાવળિયાના ઝાડ પર સૂકવીને નિર્લેપભાવે પાણીમાં પથ્થર ફેંકીને કૂડાળા કરવાનો આનંદ માણવો છે. વૅકેશનમાં સંતાકૂકડી, સાત-તાળી અને આંબલી-પીપળી રમવું છે. ભમરડાની આર બરાબરની અણીવાળી કરીને ભાઈબંધો સાથે કલાકો સુધી દાવ લેવો ને દાવ દેવોની ધમાલ કરવી છે. ભમરડો ફેંકી ફટાક દઈને હથેળીમાં લઈ લેવાની પારંગતતા મેળવવી છે. લખોટીઓની કોથળી પથારીમાં ભેગી લઈને સૂવું છે.

જીવવા માટે જગત એ ઘણી જ સારી જગ્યા છે એવો વિશ્વાસ મારે મારા મનને ફરીથી એક વાર અપાવવો છે. દરેકેદરેક માણસ પ્રામાણિક અને સારો જ હોય એવું ફરીથી અને દૃઢપણે માનતા થવું છે. પૈસા કરતાં રોટલી લાખ ગણી સારી છે, કારણ કે એને સીધેસીધી જ ખાઈ શકાય છે. તે વાતનો વિશ્વાસ ફરીથી મનમાં જગાવવો છે. જે કંઈ ધારો તે બની શકો અને જે કંઈ ધારો તે થઈ શકે એવું દુનિયામાં ક્યાંક કોઈક રીતે તો શક્ય હોય જ એવું વિશ્વાસપૂર્વક માની લેવાનો રોમાંચ માણવો છે.



યુવાન થઈને જે કંઈ શીખ્યા એનાં દુઃખ અને આઘાતમાંથી હવે મુક્ત થવું છે. અણુશસ્ત્રો, લડાઈ, શોષણ, પૂર્વગ્રહો, નાતજાત, ધર્મના ભેદભાવો, હું જ ઊંચો અને બાકીના બધા નીચા એવા ખ્યાલો, માણસ જ માણસને ધર્મ કે પ્રદેશ કે જાતિના નામે રહેંસી નાખે એવી બધી વેદનાઓનો મારા પર પડછાયો પણ ન પડે તેટલા દૂર ભાગી જવું છે. જુદાપણાં, દુઃખો, બીમારીઓ, યાતનાઓ મને સ્પર્શે જ નહીં અને મને એની ચિંતા જ ન થાય તેવું મને ગમશે. કોઈ ક્યારેય મરે જ નહીં એ માન્યતા ખૂબ જ સરસ હતી એટલે મૃત્યુ આ દુનિયામાં ક્યાંય હોય જ નહીં એવું માનવાના પ્રદેશમાં પહોંચી જવું છે.

પોતાના સ્વાર્થ માટે કંઈ પણ ખરાબ કરતાં નહીં અચકાતા આ સમજુ (!!?) પુખ્ત લોકો કરતાં તો ઘડીક વાર લડી-ઝઘડીને ફરીથી તરત જ ભેગાં થઈને રમતાં બાળક બનવાનું હું વધારે પસંદ કરીશ. જિંદગીની મોટી મોટી અને ખોટી ખોટી તેમજ ભ્રામક માન્યતાઓથી હવે વધારે ભરમાવાની ઇચ્છા મને રહી જ નથી. હવે તો લક્ઝુરિયસ મોટરકારને બદલે એક નાનકડું ઊડતું પીછું જોઈને વધારે આનંદ થાય તે અવસ્થા જ જોઈએ છે. મને ખાતરી છે કે ટેલિવિઝન સામે પૂતળા થઈને ખોડાઈ રહેવા કરતાં ગિલ્લી-દંડા રમવામાં વધારે આનંદ આવશે. હું ખુશ એટલે બધા ખુશ જ હોય એવું જે ઉંમરે માનતો એ હવે ફરીથી માનવું છે. ત્રણ પાછળ અને એક આગળ પૈડાંવાળી સાઇકલ લઈને બપોર વચ્ચે ધીંગામસ્તી કરવી છે. પતરાના જૂના ડબલાને બરાબર તડકા વચ્ચે દાંતણની દાંડી વડે ટીપીને અડધી પોળને ઉઠાડી મૂકે એવો અવાજ કરવો છે. ઝાડવે ચડવું છે. વાડીઓમાં જઈને બોર વીણવાં છે. જમરૂખ ચોરવા જતાં રખેવાળ આવી જતાં ભાગવાની સિફત પાછી મેળવવી છે. પતંગિયાંની પાછળ દોડાદોડી કરતાં કરતાં ગોઠણ છોલવા છે.

સાચું કહું તો મારે હવે સાવ સરળ બની જવું છે. સાવ સરળ જીવવું છે. ઘરભાડું, ઇન્કમટૅક્સ, લાઇટબિલ,

ટેલિફોનબિલ તેમજ બંધ ટેલિફોનની બબાલ કરતાં તો બાલમંદિરની કવિતાઓ અને પહેલા-બીજા ધોરણના થોડાક સરવાળાના દાખલા વધારે સરળ હતા. ચોપડીઓ અને ફાઇલોના ઢગલામાંથી બહાર નીકળવું છે. ઝઘડતા રાજકારણીઓ, લૂંટફાટ, ખૂનામરકી તેમજ બાળ-ઝાળ કરતા લોકો, રોજ સવારે બારણા નીચેથી પધારતું મરસિયાના મૅગેઝિન જેવું છાપું, બૅન્કમાં વ્યાજના ઘટતા જતા દર, ખાલી થઈ રહેલું બૅન્કનું ખાતું, માંદગીઓ, દવાખાનાના ધક્કા, લોકોની ટીકા-ટિપ્પણીઓ, વહાલાંઓની વિદાય એ બધાથી હું ખરેખર હવે તો ઉબાઈ ગયો છું. એના બદલે હવે તો પ્રેમના પ્રદેશમાં પહોંચી જવું છે. જ્યાં ફક્ત પ્રેમ જ હોય, ઉષ્માભર્યું આલિંગન હોય, શીતળતાભર્યા શબ્દો હોય, ન્યાય હોય, અદ્ભુત અને સોનેરી સ્વપ્નો હોય, હળીમળીને રહેતા પ્રેમાળ લોકો હોય તેવા આઠ વરસની ઉંમરના પ્રદેશમાં પહોંચી જવું છે અને હવે પછી સદા ત્યાં જ વસવું છે.

અને એટલે જ... મારાં સગાં-વહાલાં, મિત્રો તેમજ લાગતા-વળગતા દરેકને આથી જાણ કરું છું કે આજથી એક પુખ્તવયની વ્યક્તિ તરીકેની મારી સર્વ જવાબદારીઓમાંથી હું રાજીખુશીથી મુક્ત થઈ જાઉં છું. આ નિર્ણય હું ખૂબ જ સમજણપૂર્વક, પૂરા હોશહવાસ સાથે, કોઈ પણ દવાની અસર વિના, કોઈના પણ દબાણ વગર, સૂર્ય, ચંદ્ર, તારા અને સમસ્ત જડ-ચેતનની સાક્ષીએ લઉં છું અને મોટા હોવામાંથી રાજીનામું આપું છું. તેમજ આજથી આઠ વરસનો બાળક બની જાઉં છું !

અને હા ! આ અંગે જો તમારે મારી સાથે વધારે ચર્ચા કરવી હોય તો પહેલાં મારી જોડે અડવાનો દાવ રમવો પડશે અને એમાં પણ દાવ તો તમારે જ આપવો પડશે. બોલો છો તૈયાર ?! નહીંતર છે ને આ રહ્યો... ડિંગો !

□

(મૂળ શીર્ષક : Resigning From Adulthood)





## હું એટલું શીખ્યો છું કે...

હું એટલું શીખ્યો છું...

...કે ...દુનિયાની ઉત્તમ નિશાળ એક વૃદ્ધ માણસના પગ પાસે હોય છે.

...કે ..પ્રેમમાં પડો એટલે આંખ અને વર્તન બંને હંમેશાં એની ચાડી ખાય છે.

...કે ...તમે મારો દિવસ સુધારી દીધો – એવું મને કહેનાર હકીકતમાં મારો દિવસ સુધારી દે છે.

...કે ...આપણા ખોળામાં બાળક ઊંઘી જાય તે દુનિયાની સૌથી શાંત અને ઉમદા લાગણીઓની ક્ષણોમાંની થોડીક ક્ષણો હોય છે.

...કે ...દયાળુ અને માયાળુ બનવું તે ...ખરા...બનવા કરતા વધારે સારું છે.

...કે ...બાળકની કોઈ પણ ભેટનો અસ્વીકાર ન કરવો જોઈએ.

...કે ...કોઈને મદદ કરવાની શક્તિ મારામાં ન હોય ત્યારે મારે તેના માટે પ્રાર્થના જરૂર કરવી જોઈએ.

...કે ...આપણું પદ કે પ્રતિષ્ઠા ગમે તેટલા ગંભીર રહેવાનું શિખવાડે પણ આપણી પાસે એવા બેચાર મિત્રો તો હોવા જ જોઈએ કે જેમની સાથે ટોળ-ટપ્પાં મારી શકાય, ઠઠ્ઠામશ્કરી કરી શકાય.

...કે ...દરેકેદરેક વ્યક્તિને જિંદગીમાં ઘણી વખત એક સહાનુભૂતિભર્યા સાથ અને લાગણીભર્યાં હૃદયની જરૂર પડતી જ હોય છે, જે તેને સમજી શકે.

...કે ...જિંદગી એક ગરગડી પર વીંટાળેલા દોરા જેવી છે. છેડો જેમ નજીક આવે તેમ તેમ વધારે ઝડપથી ભાગવા લાગે !

...કે ...આપણને બધું જ નથી આપ્યું એ ભગવાને આપણને આપેલ ઉત્તમ વરદાન છે !

...કે ...પૈસો નૈતિકતા નથી ખરીદી શકતો.

...કે ...રોજિંદા વ્યવહારની નાની નાની ઘટનાઓ જ જિંદગીને સાચું સ્વરૂપ આપતી હોય છે.

...કે ...દરેકના બખ્તરિયા કોચલા નીચે એક એવી વ્યક્તિ હોય જ છે જે પ્રેમ અને લાગણી ઝંખે છે.

...કે ...આપણા ગણવાથી કે ન ગણવાથી પરિસ્થિતિ બદલાઈ નથી જતી, એટલે હકીકતનો સ્વીકાર કરતાં શીખવું.

...કે ...સમય કરતાં પણ પ્રેમમાં જ દરેક ઘાને રુઝવવાની શક્તિ રહેલી છે.

...કે ...મારો વિકાસ કરવાનો ઉત્તમ રસ્તો મારાથી વધારે પ્રતિભાશાળી લોકો વચ્ચે રહેવું એ છે.

...કે ...જેને મળીએ તેને બની શકે તો એક સ્મિત તો ભેટ આપવું જ જોઈએ.

...કે ...કોઈ પણ વ્યક્તિ પૂર્ણ નથી, સિવાય કે જેની સાથે તમે પ્રેમમાં પડો !

...કે ...જિંદગી અતિકઠિન છે, પણ હું કાંઈ ઓછો મજબૂત તો નથી જ !

...કે ...અમૂલ્ય તક ક્યારેય વ્યર્થ જતી જ નથી. આપણે જો ન ઝડપી લઈએ તો બીજું કોઈક એ ઝડપી લેવા તૈયાર જ હોય છે.

...કે ...તમે જો કટુતા-કડવાશને હૃદયમાં આશરો આપશો તો ખુશાલી બીજે રહેવા જતી રહેશે ! એમને અંદરોઅંદર જરાય બનતું નથી !

...કે ...બોલેલા શબ્દોને દરેક જણાએ નરમ અને મીઠાશભર્યાં જ રાખવા જોઈએ, કારણ કે ન કરે નારાયણ અને કાલે કદાચ એને પોતાને જ એ પાછા ગળવાનો વારો આવે તો તકલીફ ન પડે !

...કે ...સુંદર મજાનું સ્મિત એ ચહેરાની સુંદરતા વિનામૂલ્યે વધારવાનું એક અદ્ભુત ઔષધ છે.

...કે ...નાનકડો પૌત્ર કે પૌત્રી જ્યારે દાદા-દાદીની ઘરડી આંગળી પોતાની નાનકડી મુઠ્ઠીમાં પકડે છે ત્યારે હકીકતમાં તો એ દાદા-દાદીને જિંદગી જીવવાનો ટેકો આપે છે. એમને જિંદગી સાથે બાંધે છે.

...કે ...દરેક જણને પહાડની ટોચ પર રહેવાની તમન્ના હોય છે, પણ સાચો આનંદ અને વિકાસ ત્યાં સુધી પહોંચવામાં જ હોય છે.

...કે ...કોઈને શિખામણ ફક્ત બે જ સંજોગોમાં આપવી જોઈએ : એક, જો સામી વ્યક્તિએ એ માંગી હોય અને બીજું જો એના જીવનમરણનો સવાલ હોય.

...કે ...અગત્યના કામ માટે સમય જેટલો ઓછો મળે તેટલું કામ વધારે ઝડપથી થઈ શકે છે.

...કે ...સારા મિત્રો અદ્ભુત ખજાના જેવા હોય છે. એ લોકો તમારા ચહેરાને સ્મિતની ભેટ આપે છે, તમને આગળ વધવા માટે પ્રોત્સાહિત કરે છે, તમારી વાતો (ઘણા વખત તો સાવ ફાલતુ વાતો) પણ ધ્યાનથી તેમજ રસથી સાંભળે છે, તમારી નિઃસ્વાર્થ પ્રશંસા કરે છે અને એમના હૃદયના દરવાજા હંમેશ હંમેશ તમારા માટે ખુલ્લા રાખે છે.

□

## તમે જે લોકોને મળો છો...

આપણી જિંદગીમાં કંઈકેટલાય લોકો આવતાજતા રહે છે. પરંતુ હૃદયમાં પોતાનાં પદચિહ્નો તો સાચા મિત્રો જ છોડી જતા હોય છે.

આપણી જાતને સંભાળવા, તમારી જાત સાથે કામ પાડવા તમારી બુદ્ધિનો ઉપયોગ કરવો, પરંતુ બીજાને સંભાળવા, અન્ય લોકો સાથે કામ પાર પાડવા હૃદયનો ઉપયોગ કરવો.

(To handle yourself use your head, to handle others use your heart !)

Anger અને Danger એ બે શબ્દો વચ્ચે ફક્ત એક જ અક્ષરનો ફેર છે. એટલે ગુસ્સો ક્યારે ભયજનક લિમિટ પસાર કરી જાય તેની ખાતરી હોતી નથી.

કોઈ તમને એક વખત દગો દે તો એ તેનો વાંક છે, પરંતુ જો એ જ વ્યક્તિ બીજી વખત દગો કરે તો એ તમારો વાંક છે.

Yesterday is History, Tomorrow is mystery, Today is a Gift ! અર્થાત્ ગઈ કાલ ઇતિહાસ છે, આવતી કાલ રહસ્ય છે, ફક્ત આજ જ એક અમૂલ્ય એવી ભેટ છે.

દુનિયાની સૌથી મોટી કઠણાઈ એ છે કે આવતી કાલની ગાડી, ગઈ કાલના રસ્તા પર આજનો ડ્રાઇવર ચલાવે છે !

❐

## વિશ્વની સાત અજાયબીઓ

સાતમા ધોરણનો ભૂગોળનો ક્લાસ ચાલતો હતો. શિક્ષકે દુનિયાની સાત અજાયબીઓની નોંધ કરવાનું વિદ્યાર્થીઓને કહ્યું. માંડ માંડ કરીને દરેક વિદ્યાર્થીએ નીચે મુજબ સાત અજાયબીઓ લખી :

i. ઇજિપ્તના પિરામિડ
ii. તાજમહાલ
iii. પિઝાનો ઢળતો મિનારો
iv. પનામા નહેર
v. એમ્પાયર સ્ટેટ્સ બિલ્ડિંગ
vi. બેબીલોનના બગીચા
vii. ચીનની મહાન દીવાલ

શિક્ષકે બધાના કાગળ તપાસ્યા. એમના ધ્યાનમાં આવ્યું કે એક છોકરી સાવ શાંત બેઠી હતી. કંઈક મૂંઝાયેલી પણ લાગતી હતી. ઉપરાંત એણે પોતાનો કાગળ પણ શિક્ષકને બતાવ્યો નહોતો.

'કેમ બેટા ! કંઈ તકલીફ છે ? યાદ નથી આવતું ?' શિક્ષકે પૂછ્યું.

'નહીં સર ! એવું નથી, પણ મેં સાત અજાયબીઓ લખી છે એ તો બહુ ઓછી કહેવાય. એવું મને લાગે છે.'

શિક્ષકને નવાઈ લાગી. સાત અજાયબીઓ ભેગી કરવામાં પણ બધાને લોચા પડતા હતા, ત્યાં આ છોકરી તો ઘણીબધી અજાયબીઓની વાત કરે છે ! 'ચાલ બોલ જોઉં, તેં કઈ સાત અજાયબીઓ લખી છે ?' શિક્ષકે કહ્યું.

પેલી બાળકી થોડીક ખચકાઈ, પછી પોતાના કાગળ સામે જોઈ બોલી... મારા માનવા મુજબ વિશ્વની સાત અજાયબીઓ છે :

i. સ્પર્શવું
ii. સ્વાદ પારખવો
iii. જોઈ શકવું

iv. સાંભળી શકવું
v. દોડી શકવું, કૂદી શકવું
vi. હસવું અને
vii. ચાહવું, પ્રેમ કરવો.

શિક્ષક સ્તબ્ધ બની ગયા. ક્લાસમાં પણ શાંતિ છવાઈ ગઈ. એમને થયું કે ભલે ભૂગોળની દૃષ્ટિએ આ ખોટું હોય, પણ છોકરી જરા પણ ખોટી નથી...

*

આપણે કેટલા બધા આસાનીથી માણસે બનાવેલી નશ્વર વસ્તુઓને અજાયબીઓ ગણી લઈએ છીએ અને ભગવાનની બનાવેલ અદ્ભુત રચનાઓને સામાન્ય ગણતા હોઈએ છીએ ?!

પ્રભુ આપણને સાચી અજાયબીઓ ઓળખવાની શક્તિ આપે.

❑

## કદાચ આવતી કાલની સવાર મારા વગર ઊગે...!

પ્રિય,

જો આવતી કાલની સવાર કદાચ મારા વિના ઊગે, હું તને જોવા ન મળું, સૂર્ય ઊગે પણ હું ન હોઉં એવી ક્ષણ આવે તો હે પ્રિયે ! ખૂબ જ ધ્યાનથી સાંભળજે... તું મારા માટે રડીશ એ મને બિલકુલ નહીં ગમે. આમેય તું રડે તે મને ક્યારેય નથી ગમતું. તું મને ખૂબ જ ચાહે છે તેની મને જાણ છે. હું પણ તને ખૂબ જ ચાહું છું. તારી સાથે પસાર કરેલી જિંદગીની સૌથી અદ્ભુત ક્ષણોની યાદગીરી, આપણે સાથે જોયેલાં સપનાં, એ પળેપળ તને મારી યાદથી ભરી દેશે. મને પણ દરેક ક્ષણે તારી યાદ આવશે જ.

પણ કદાચ જો આવતી કાલ ખરેખર મારા વિના ઊગે તો હે પ્રિયે ! એટલું સમજવાની કોશિશ કરજે કે સ્વર્ગમાંથી એક ફિરસ્તો મારું નામ લઈને આવ્યો હતો. મારે હવે સ્વર્ગમાં રહેવા જવાનું છે એવું એણે મને જણાવ્યું હતું. મારા ચહીતા અને મને ચાહતા સૌને છોડીને સાવ એકલા મારે એનો હાથ પકડીને પ્રયાણ કરવાનું હતું. હું જાણતો હતો કે મારે હવે જવું જ પડશે તોપણ મારી આંખમાંથી આંસુ ટપકી પડ્યાં. આખી જિંદગી મેં એવું જ વિચારેલું કે મારે ક્યારેય મરવાનું જ નથી. ક્યારેય નહીં...! ઘણું જ જીવવું છે. ખૂબ જ પૈસા કમાવા છે. નામ મેળવવું છે, ખૂબ સંપત્તિ એકઠી કરવી છે. આવી આવી તો હજાર ઝંખનાઓને મેં પાળી હતી. એવું થાય છે કે જો એકાદ દિવસ પણ વધારે મળી જાય તો આ બધી ઇચ્છાઓને ત્યજીને મારે તારી સાથે રહેવું છે. કામ અને કમાવાની દોડાદોડીમાં દિવસો કાઢવાને બદલે તને ખૂબ જ વહાલ કરવું છે. દિલથી ભેટીને તને આવજો કહેવું છે. હું હવે એ જાણી ગયો છું કે આ વસ્તુ શક્ય નથી. હવે તો મારી યાદગીરી જ તારી સાથે રહેશે.

હવે દુનિયાની ઝાકમઝોળ, દુઃખ-આનંદ કંઈ પણ મને સ્પર્શી શકશે નહીં. આજે જ્યારે હું સ્વર્ગના દરવાજામાંથી અંદર ગયો ત્યારે ખુદ ભગવાને મને આવકાર્યો. દિવ્ય મંદ મંદ સ્મિત સાથે એમણે એમનો હાથ લંબાવ્યો. કહ્યું : 'આ જગ્યા એ તારી અનંત યાત્રાનું ...અનંત... છે. આનું જ મેં તમને વચન આપ્યું હતું યાદ છે ને ?! દુનિયાની તારી જિંદગી હવે હંમેશ માટે ભૂતકાળ છે. અહીંથી તારી એક નવી જિંદગી શરૂ થશે. અહીંયા કોઈ ભવિષ્યકાળ જ નથી. એક અનંત... આજ... છે. આ આજ હંમેશાં રહેશે. અહીંયા બધા દિવસો સરખા જ હોય છે. એટલે ભૂતકાળ કે ભવિષ્યકાળની કોઈ ઝંખના કે અફસોસ હોતો નથી. તું હંમેશાં મારામાં વિશ્વાસ ધરાવતો રહ્યો છે. ઘણી બધી વખત મને ન ગમતાં કૃત્યો જાણવા છતાં તેં કર્યાં જ છે.

પણ જા ! આજે તને એ બધાંની માફી આપું છું. હવે મારો હાથ પકડીને આ અનંતને સ્પર્શી જો ! તને હંમેશ માટે હું મારામાં સમાવી લઉં છું.'

એટલે હે પ્રિયે !... આવતી કાલની સવાર કદાચ મારા વિના ઊગે તો મને બહાર ક્યાંય ન શોધતી. તારા હૃદયમાં જોજે. ભગવાનની જોડાજોડ હું પણ ત્યાં હોઈશ ! ચોક્કસ ત્યાં જ હોઈશ !

❑

## પીળાં ગુલાબનાં ફૂલો

પરદેશની આ વાત. એક સ્ત્રીનો પતિ એને ખૂબ જ ચાહતો હતો. એમનાં લગ્નની દરેક વર્ષગાંઠ એટલે કે ઍનિવર્સરી નિમિત્તે એ તેને ગમતાં પીળાં ગુલાબનાં ફૂલનો ગુલદસ્તો સવારના પહોરમાં જ ભેટ આપતો. ફૂલોની દુકાનવાળો દર ઍનિવર્સરીના રોજ સવારમાં જ એ ફૂલો આપી જાય તેવી વ્યવસ્થા એણે કરેલી. પેલી સ્ત્રીને આ બધું અત્યંત ગમતું. એ પોતાની જાતને ખૂબ જ સુખી ગણતી.

એક દિવસ એના પતિને પેટમાં દુખાવા સાથે ઊલટીઓ શરૂ થઈ. એને હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યો. તપાસને અંતે નિદાન થયું કે એને સ્વાદુપિંડનું કૅન્સર થયું છે અને આયુષ્ય હવે ફક્ત ૧૫ કે ૨૦ દિવસનું જ છે. દંપતી અચાનક લાગેલ આ આંચકાથી આઘાતમાં સરી ગયું, પરંતુ પતિએ વાસ્તવિકતાને જલદીથી સ્વીકારી લીધી. હૉસ્પિટલમાં રહ્યો તેટલા દિવસ એણે પત્નીને પોતાની પાછળ વિલાપ ન કરવા અને જિંદગીની હકીકતોનો ન ગમતી હોય તોપણ સ્વીકાર કરવા ખૂબ સમજાવ્યું. આખરે થોડા દિવસ બાદ એણે દુનિયામાંથી વિદાય લીધી.

એના મૃત્યુના બરાબર એક મહિના બાદ એમની ઍનિવર્સરી – લગ્નની વર્ષગાંઠ આવતી હતી.

ઍનિવર્સરીના દિવસે સવારથી જ પેલી સ્ત્રી ઉદાસ હતી. પોતાનો પતિ જીવતો હોત તો આ સમયે એણે પેલા ફૂલવાળાને ત્યાં બુક કરાવેલો પીળાં ગુલાબનાં ફૂલનો ગુલદસ્તો ક્યારનો આવી ગયો હોત. કેવા સરસ હતા એ દિવસો ! એની આંખો આંસુથી ઊભરાઈ ગઈ. બરાબર એ જ સમયે દરવાજો ખખડ્યો. એણે બારણું ખોલ્યું. જુએ છે તો પીળાં ગુલાબનાં ફૂલનો ગુલદસ્તો લઈને ફૂલોની દુકાનનો માણસ ઊભો હતો. 'બ્હેન ! આ તમારા લગ્નની વરસગાંઠ નિમિત્તે તમારા પતિ તરફથી ભેટરૂપે છે.' એટલું કહીને એ માણસ તો જતો રહ્યો. એક ક્ષણ માટે પોતાની ગમતી ભેટ અને

ગમતાં ફૂલો જોઈને એને ખૂબ જ હર્ષ થયો. પણ તરત જ પોતાનો પ્રેમાળ પતિ સાંભરી આવ્યો અને દિલ ઉદાસીનતાથી ભરાઈ ગયું. પણ એને વિચિત્ર વાત એ લાગી કે આ વરસે તે પોતાનો પતિ હયાત નથી તો પછી આ ફૂલોનો ઑર્ડર કોણે આપ્યો ? કદાચ એના અવસાનની જાણ દુકાનદારને ન હોય અને દર વરસની માફક આ વખતે એણે એમના ફૂલો મોકલી દીધાં હોય એવું બની શકે એમ એણે માની લીધું.

આ વાતને બરાબર એક વરસ વીતી ગયું. પેલી સ્ત્રીથી કોઈ પણ રીતે પોતાનો દિવંગત પતિ ભૂલી જ નહોતો શકાતો અને આમેય પોતાના પ્રિય પાત્રને ભૂલવા માટે એક જિંદગી પણ નાની પડે છે તો અહીં તો હજુ એક વરસ જ પસાર થયું હતું.

એમ કરતાં એમના લગ્નની વર્ષગાંઠ આવી લાગી. પીળાં ગુલાબનાં ફૂલના ગુલદસ્તાને એ હજુ યાદ જ કરી રહી હતી ત્યાં જ ડોરબેલ વાગી. પેલી સ્ત્રીએ બારણું ખોલ્યું જોયું તો એ જ ફૂલોનો દુકાનવાળો માણસ ગુલદસ્તો લઈને હાજર હતો ! 'મેડમ ! તમારી એનિવર્સરી નિમિત્તે આ તમારા પતિ તરફથી ભેટ છે. સ્વીકારો !' એટલું કહીને પેલો માણસ તો જતો રહ્યો.

પેલી સ્ત્રીને પોતાનાં મનગમતાં ફૂલોને જોઈને આનંદ તો ખૂબ જ થયો, પરંતુ સાથોસાથ આ વખતે તો દુકાનદાર પર દાઝ પણ ચડી. ગયા વરસે ફૂલો આવ્યા પછી એણે દુકાનના માલિકને જાણ કરેલી જ કે પોતાના પતિનું અવસાન થયેલ છે. તેમ છતાં આ રીતે ફૂલો મોકલવાં તે બદમાશી જ કહેવાય. કદાચ ફૂલોની દુકાનવાળો પોતાની મશ્કરી તો નહીં કરતો હોય ને ? ગુસ્સાથી એણે પેલા દુકાનદારને ફોન જોડ્યો. પૂછ્યું કે : 'આ પીળાં ગુલાબનાં ફૂલો મોકલવાનું તમને કહ્યું કોણે ? શું તમને જાણ નથી કે મારા પતિ હવે આ દુનિયામાં નથી ? તો પછી એ સ્વર્ગસ્થ માણસના નામે ફૂલો મોકલવાં એ મશ્કરી સમાન નથી !' ...એ રાતીપીળી થઈ ગઈ હતી.

'માફ કરજો મેડમ !' ફૂલોની દુકાનવાળો બોલ્યો. 'પરંતુ આપના પતિએ એમને કેન્સર છે એવું નિદાન થયાના બીજા જ દિવસે આપ જ્યારે ઘરે ગયાં હતાં ત્યારે મને બોલાવીને આવો એક ખાસ ઑર્ડર નોંધાવી દીધો હતો અને એ મુજબ મારે દરેક વરસે આ તારીખે – કે જે આપનાં લગ્નની ઍનિવર્સરી છે – એક પીળા ગુલાબના ફૂલનો ગુલદસ્તો આપને ત્યાં મોકલવાનો હતો. એટલે જ દર વરસે આ તારીખે છેલ્લાં બે વરસથી હું આપને આ ફૂલો મોકલી રહ્યો છું. આ વાત એમણે આપ પૂછો તો જ મારે બતાવવી એવું કહેલું એટલે મેં આપને જાણ નહોતી કરી. જો આપે આજે ફૂલોને ધ્યાનથી જોયાં હોત તો ખ્યાલ આવી જ જાત કે મેં ફૂલોની વચ્ચે એક કાર્ડ રાખેલું છે. આ કાર્ડ આપના પતિ એમના હાથે લખી ગયા હતા. જે મારે તમને એમના મૃત્યુના બરાબર એક વરસ પછીની ઍનિવર્સરીના દિવસે એટલે કે આજે મોકલવાનું હતું. આ એ વાંચી જજો. પછી પણ આપને એવું લાગે કે અમારાથી ક્યાંય ભૂલ થઈ છે કે અમારા કાર્યથી આપની લાગણી દુભાઈ છે તો ક્ષમા માંગીએ છીએ...'

પેલી સ્ત્રી નવાઈ પામી ગઈ. એનો બધો જ ગુસ્સો શમી ગયો. એણે દુકાનદારનો આભાર માન્યો અને પોતાના ગુસ્સા માટે માફી પણ માગી. પછી એણે પેલાં ફૂલોની વચ્ચે રહેલું, એના પતિએ જાતે લખેલ કાર્ડ શોધી કાઢ્યું. કાર્ડ એના પતિએ મૃત્યુના થોડા દિવસ અગાઉ જ લખેલું હતું.

કાર્ડમાં લખ્યું હતું :

'પ્રિયે,

'આજે મારી વિદાયને બરાબર એક વરસ થયું હશે. આશા રાખું છું કે ભગવાને તને મારા ન હોવાનું દુઃખ સહન કરવાની શક્તિ જરૂર આપી હશે. હું સમજી શકું છું કે આ રીતે એકલા પડવું એ કેટલું દુઃખદ હોઈ શકે છે. તારી જગ્યાએ હું હોઉં તો મારી શું દશા થાય તે હું કલ્પી પણ નથી શકતો.

પણ પ્રિયે ! આપણે જે કંઈ ક્ષણો જોડે ગુજારી હતી
એ દુનિયાની સૌથી અદ્ભુત ક્ષણો હતી. દુનિયા ત્યારે કેટલી
સુંદર અને સરસ લાગી હતી ! સાચું કહું ? તું મને મારી
પત્ની કરતાં મારી પ્રેમિકા કે એક ઉત્તમ મિત્ર હો એવું જ
લાગ્યું છે હંમેશાં ! આ બધા વિશે હું વધારે નહીં લખી શકું.
મારી પાસે શબ્દો પણ ઓછા પડતા હોય તેવું લાગે છે. હજુ
એક જ વરસ થયું છે એટલે મારા જવાની ઘટના હજુ સાવ
તાજી હશે.

પરંતુ મારે તને એક વિનંતી કરવાની છે અને એ જ
આ પત્રનું પ્રયોજન છે. તું હવે તારી ખાતર નહીં તો મારી
ખાતર પણ શોક ન કરીશ. આ દિવસથી તારી જાતને મારી
યાદથી દુઃખી ન કરવાનું તારે મને વચન આપવાનું છે. હું
તને અત્યંત ચાહું છું અને સદા તારી સાથે જ રહીશ એની
પ્રતીતિ તને થાય તે માટે આ પીળાં ગુલાબનાં ફૂલનો ગુલદસ્તો
તને દર વર્ષે આ દિવસે મળી જાય તેની વ્યવસ્થા કરતો જાઉં
છું. તું હવેથી એક નવી જિંદગી શરૂ કર. બાકી બધું હવે
ભૂલી જા. તારી રીતે તું એક નવી જિંદગી શરૂ કરે અને એને
તારી રીતે ગુજારે એવી મારી તમન્ના છે અને ભગવાન તને
એમાં જરૂર મદદ કરશે.

'હા ! આ ફૂલો માટે મેં વરસો સુધીના એડ્વાન્સ
પૈસા આપી દીધા છે. એ ફૂલો દર વરસે આ તારીખે આવી
જ જશે ! અને જે દિવસે તું પણ મને મળવા નીકળી પડીશ
એ દિવસે છેલ્લી વખત એ માણસ આ પીળાં ફૂલોને આપણે
બન્ને જણાં જ્યાં સૂતાં હઈશું ત્યાં મૂકી જશે.

'તું તારી બાકીની જિંદગી ખૂબ જ સરસ રીતે વિતાવે
એવી શુભેચ્છાઓ સાથે અને ખૂબ જ વહાલ સાથે.

લિ...'

પેલી સ્ત્રીના પ્રેમઅશ્રુઓથી કાગળ પરના અક્ષરો
ઓગળવા માંડ્યા !



## અદ્ભુત શિક્ષિકા, અદ્ભુત યાદી !

એક દિવસ એક શિક્ષિકાબહેને નવમા ધોરણના વિદ્યાર્થીઓને બે મોટા કાગળમાં પોતાના ક્લાસના વિદ્યાર્થીઓનાં નામ લખવા કહ્યું. દરેક નામની સામે તેમજ નીચે બે લીટી ખાલી રાખવાનું કહ્યું. વિદ્યાર્થીઓને નવાઈ લાગી. થોડીક ઇંતેજારી પણ થઈ કે બહેન શું કરવા માંગે છે ?

શિક્ષિકાબહેને ત્યાર બાદ દરેક વિદ્યાર્થીના નામની સામે જે-તે વિદ્યાર્થીના સૌથી સારા ગુણો વિશે બધાને જેટલું યાદ આવે તેટલું લખવાનું કહ્યું. દરેકેદરેક વિદ્યાર્થીના સદ્ગુણને યાદ કરીને લખવામાં બધા વિદ્યાર્થીઓને ખાસ્સી વાર લાગી. આવા નવતર પ્રયોગનો આનંદ પણ આવ્યો. ક્લાસનો બાકીનો સમય આ કાર્યમાં જ પૂરો થયો. શાળા છૂટ્યા બાદ દરેકે પોતાનું લખાણ શિક્ષિકાબહેનને સુપરત કરીને વિદાય લીધી.

અઠવાડિયાના અંતે શિક્ષિકાબહેને દરેક વિદ્યાર્થીના નામવાળો એક એક કાગળ તૈયાર કર્યો. પછી તેના પર વર્ગના દરેક વિદ્યાર્થીએ તેના વિશે શું સરસ લખ્યું છે તેની યાદી લખી. સોમવારે ફરીથી ક્લાસ મળ્યો ત્યારે તેમણે દરેકને પોતાના નામવાળી યાદી આપી. દરેક વિદ્યાર્થી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. દરેકના મોઢેથી આનંદના ઉદ્ગારો સરી પડ્યા.

'અરે ! ભગવાન ! બધા મારા વિશે આટલું સરસ વિચારે છે ?'

'દરેકના હૃદયમાં મારા માટે આટલું બધું સન્માન હશે ? આવું તો મેં ક્યારેય સપને પણ વિચારેલું નહીં !'

'બધા મને આટલું ચાહતા હશે તેની કલ્પના પણ મેં ક્યારેય નહોતી કરી...!'

આંખમાં આંસુ સાથે દરેક વિદ્યાર્થી આવા ઉદ્ગારો વ્યક્ત કરતો ગયો. પોતાનું મહત્ત્વ બીજાને મન આટલું બધું હશે એ કોઈના માનવામાં જ નહોતું આવતું !

એ દિવસ પૂરો થયો. ત્યાર બાદ બધા જ વિદ્યાર્થીઓ એકબીજા સાથે હળીમળીને જ રહ્યા. કોણે કોના વિશે શું લખ્યું હતું તે કોઈ જાણતું ન હતું. એટલે બાકીનાં વરસો દરેક જણે એકબીજાની લાગણી ન દુભાય તેનો બરાબર ખ્યાલ રાખ્યો. મહિનાઓ વીતી ગયા. આ વાત પણ ભુલાઈ ગઈ.

ઘણાં વરસો પછી એ જ શહેરનો એક વિદ્યાર્થી વિયેટનામ સામેની લડાઈમાં માર્યો ગયો. નામ એનું માર્ક. એનું શબ ગામમાં લાવવામાં આવ્યું. દેશને ખાતર ખપી જનાર એ જવાંમર્દને શ્રદ્ધાંજલિ આપવા લોકો ઊમટી પડ્યા. પેલાં શિક્ષિકાબહેન પણ એમાં સામેલ હતાં. જ્યારે એમણે અશ્રુભરી આંખે... 'મારા વહાલા વિદ્યાર્થી ! ભગવાન તારા આત્માને શાંતિ અર્પે...' એમ કહીને કોફિન પર ફૂલ વેર્યાં ત્યારે બાજુમાં ઊભેલ અન્ય એક સૈનિક નજીક આવ્યો.

ધીમેથી એણે કહ્યું, 'શું તમે જ માર્કનાં નવમા ધોરણના ક્લાસટીચર છો મેડમ ?'

'હા, કેમ ?' શિક્ષિકાબહેનને આશ્ચર્ય થયું.

'ના, કંઈ નહીં. માર્ક તમારા વિશે હંમેશાં ખૂબ જ કહેતો રહેતો. તમને હંમેશાં એ અતિ આદરથી યાદ કરતો.'

ત્યાર પછી ત્યાં હાજર રહેલા સમુદાયમાં થોડીક ગુસપુસ શરૂ થઈ ગઈ.

અંતિમક્રિયા પતી ગયા પછી પ્રાર્થના માટે બધા એકઠા થયા ત્યારે એક સજ્જન પેલાં શિક્ષિકાબહેનની પાસે આવ્યા અને અત્યંત માનપૂર્વક બોલ્યા : 'નમસ્તે ! તમે જ માર્કનાં નવમા ધોરણના ક્લાસટીચર છો ને ? જુઓ, માર્ક મરાયો ત્યારે એના ખિસ્સામાંથી આ કાગળ મળેલો. એના પર માર્કે પોતાના હાથે લખેલું છે કે નવમા ધોરણનાં મારાં અતિઆદરણીય ક્લાસટીચર તરફથી મળેલી સર્વોત્તમ ભેટ...'





સેલોટેપ વડે ઠેકઠેકાણેથી ચોંટાડેલો એ કાગળ કેટલી બધી વખત ખોલેલો અને ફરીથી ગડી વળાયેલો હશે. એ એની સ્થિતિ પરથી સાફ દેખાઈ આવતું હતું. કાગળ જોઈને શિક્ષિકાબહેન ગળગળાં થઈ ગયાં. એ પેલો જ કાગળ હતો જે એક દિવસ એમણે ક્લાસના દરેક વિદ્યાર્થીને એમના અંગે બીજા વિદ્યાર્થીઓ શું સરસ વિચારે છે તે નોંધીને આપેલું.

'બહેન !' માર્કની જ બૅરેકમાં સાથે રહેલો અન્ય એક સૈનિક બોલ્યો. 'માર્ક હંમેશાં કહેતો કે આ કાગળ એના જીવનની સૌથી અમૂલ્ય ભેટ હતી.'

એ જ સમયે અન્ય એક યુવતી ત્યાં આવી લાગી. બોલી, 'હા બહેન ! મારા પતિએ પણ એમનો આવો જ કાગળ મઢાવીને ફ્રેમ કરાવીને ઘરમાં રાખ્યો છે !'

'અરે ! મારા પતિએ તો અમારા લગ્નના આલબમમાં સૌથી પ્રથમ પાને આવો કાગળ જ લગાવ્યો છે !'

'અને હું તો હંમેશાં માર્કની જેમ જ આ કાગળ મારા ગજવામાં જ રાખું છું. મારી જિંદગીની પણ એ એક અત્યંત કીમતી ભેટ છે !' અન્ય એક યુવકે પોતાના ખિસ્સામાંથી એવો જ કાગળ કાઢીને બધાને બતાવ્યો.

વાતાવરણમાં અહોભાવથી ભરેલી શાંતિ છવાઈ ગઈ. આંખમાં આંસુ અને આદરથી ત્યાં ઉપસ્થિત દરેક વ્યક્તિ પેલાં શિક્ષિકાબહેનને જોઈ રહી. હવે રડવાનો વારો શિક્ષિકાબહેનનો હતો. દરેક વિદ્યાર્થીના માથે હાથ મૂકીને એ ખૂબ જ રડ્યાં.

*

એક નાનકડો પ્રસંગ જીવનને કેવો વળાંક આપી શકે ? બીજા લોકોએ આપણા માટે કહેલા થોડાક સરસ શબ્દો આપણી જિંદગીને સુંદર ઘાટ આપી દેતા હોય છે. આપણે હંમેશાં બીજા અંગે વાત કરતાં કે બોલતા આટલો જ ખ્યાલ રાખીએ તો ખાતરીથી એ લોકો એ શબ્દોને મઢાવીને જ રાખવાના ! આપણે આપણા મિત્રો, સ્નેહીઓ તેમજ સગાંવહાલાંઓને કહીએ કે આપણે એમને કેટલા

ચાહીએ છીએ, આપણા માટે એ લોકો ખૂબ જ મહત્ત્વના છે, આપણે એમને ખૂબ જ આદરથી જોઈએ છીએ, એ લોકોના કયા સદ્‌ગુણો આપણને પ્રેરણા આપે છે અને મુશ્કેલીના સમયમાં માર્ગદર્શન પણ આપે છે... ચાલો, ખૂબ જ મોડું થાય એ પહેલાં દુનિયાને પણ કહી દઈએ કે અમે તને ખૂબ જ ચાહીએ છીએ !

❑

## એક નાનકડા બાળકની ઑફર...!

... જો હું મેઘધનુષ્યને પકડી શકીશ તો જરૂર એ તમારા માટે લાવી આપીશ. પછી આપણે એના સુંદર રંગોની મજા માણીશું !

... જો હું પર્વત ઉપાડી શકીશ તો ચોક્કસ તમને એ પર્વત ભેટ આપીશ. પછી એના પરની સરસ શાંત જગ્યામાં તમે રહી શકો અને આનંદ કરી શકો.

... જો મને તમારી ચિંતાઓ એક ટોપલીમાં ભરી આપશો તો હું એ ટોપલીને ઉપાડીને દરિયામાં ફેંકી આવીશ. પછી તમે મારી જેમ જ હસી શકશો !

પણ...! તમે જાણો જ છો કે હું એટલો નાનકડો છું કે આમાંનું કંઈ પણ મારા માટે શક્ય જ નથી. નથી હું મેઘધનુષ્ય લાવી શકવાનો કે નથી હું પર્વત ઉપાડી શકવાનો, પણ એક વસ્તુ મારા હાથની વાત છે. તમને ખૂબ ખૂબ વહાલની એક મોટી પપ્પી જરૂરથી આપી શકીશ... ગમશે ને...!?

❑

## ચાલો એક ચિઠ્ઠી લખીએ,
## એક ફોન કરીએ !

ક્યારેક અમસ્તા જ ચાલો કોઈકને ચિઠ્ઠી લખી નાખીએ કે.. આજે તમે લોકો અમને ખૂબ જ યાદ આવ્યા !

ક્યારેક બસ અમસ્તા જ કોઈકને ફોન કરીએ અને કહીએ કે... બસ અમસ્તા જ તમને હલ્લો કરવા, તમારો અવાજ સાંભળવા જ ફોન કરેલો !

ક્યારેક બાળપણના કોઈ ગોઠિયાને કે સ્કૂલ કે કૉલેજના કોઈ સહાધ્યાયીને એ સમયે બની ગયેલો કોઈ ખૂબ જ આનંદનો પ્રસંગ લખીએ કે કહી પાડીએ !

આપણે મોટા ભાગે કંઈક અગત્યનું કામ પડે તો જ કોઈકને યાદ કરતા હોઈએ છીએ. એના કરતાં ક્યારેક કંઈ કામ ન હોય તોપણ બસ અમસ્તા જ કોઈકને યાદ કરીએ તો સામી વ્યક્તિને કેટલી બધી ખુશી થશે એ વિચાર કર્યો છે ક્યારેય ? અને જો આમ જ આનંદની ક્ષણો અને ખુશીના અવસરોને બધા એકબીજાને વહેંચતા રહેશે તો આ નાનકડી દુનિયાને આનંદનું ઉપવન બનતાં કેટલી વાર લાગશે ?

તો ચાલો આજે આપણે આવું જ કંઈક કરીએ ! કોઈને યાદ કરીએ, કોઈને લખીએ, બસ સાવ અમસ્તા જ !

❒

## આગલી હરોળ

જિંદગી એ તમારું થિયેટર છે.

તમારા પ્રેક્ષકોને સંભાળપૂર્વક આમંત્રણ આપો. દરેકને પ્રથમ હરોળમાં ક્યારેય સ્થાન નથી અપાતું. ઘણા લોકો એવા હોય છે જેમને પાછળની દૂરની હરોળમાં જ રાખવા જોઈએ. અમુક લોકો સાથેના સંબંધો જતા કરવામાં નુકસાન કરતાં ફાયદો વધારે થતો હોય છે.

તમારી આજુબાજુના સંબંધોને ચકાસી જુઓ. ક્યા સંબંધો માથે ચડાવવા જેવા અને ક્યા પડતા મૂકવા જેવા છે એનો ક્યાસ કાઢતા રહો. ક્યા સંબંધો હતોત્સાહ કરે તેવા છે અને ક્યા પ્રોત્સાહક છે તે જાણો. કોણ શિખર તરફ લઈ જશે અને કોણ ખીણમાં ધકેલી દેશે તેની ખબર રાખો. કોણ દિલથી તમને ચાહે છે અને કોણ ફક્ત તમારો લાભ ખાટવા તમારી જોડે રહે છે તે અંગે જાગ્રત રહો.

જો તમે ખરેખર ઉમદા ગુણો, સન્માન, વિકાસ, શાંતિ, સત્ય તેમજ પ્રેમના ચાહક તેમજ યાચક હશો તો તરત જ તમને ખ્યાલ આવી જશે કે તમારી જિંદગીના થિયેટરની આગળની હરોળમાં બેસવાની લાયકાત કોણ ધરાવે છે અને કોને પાછળની લાઇનમાં બેસાડવા જેવા છે.

હંમેશાં યાદ રાખો કે તમે તમારી આસપાસ રહેલા લોકોને ન જ બદલી શકો, પરંતુ તમે એવા લોકોને જરૂર પસંદ કરી શકો કે જેમની આસપાસ તમે રહી શકો.

You can not change the people around you, but you can certainly change the people you are around !

❒

# દીવાલમાં ખીલો

એક છોકરો. ઉંમર હશે ૧૩ કે ૧૪ વરસની. પણ મગજ ખૂબ જ તેજ. વાતવાતમાં ગુસ્સે થઈ જાય. તોડફોડ શરૂ કરી દે. વસ્તુઓ ફેંકે. બરાડા પાડવા માંડે. કંઈકેટલીયે વારે એનો ગુસ્સો ઊતરે. માબાપ બિચારાં હેરાનપરેશાન થઈ ગયેલાં. ઘણો સમજાવ્યો, ધમકાવ્યો અરે શિક્ષા પણ કરી જોઈ. પણ પથ્થર પર પાણી. પેલા બંધુમાં કોઈ જાતનો ફરક જ નહીં! કંટાળીને એને મનોચિકિત્સક પાસે લઈ જવામાં આવ્યો. ઘણો વખત એનો ઉપચાર ચાલ્યો. પણ પરિણામ મીંડું! છેલ્લે એના બાપે એક ઉપાય શોધી કાઢ્યો. એણે થોડાક ખીલા અને એક હથોડી છોકરાને લાવી આપી. પછી કહ્યું કે જ્યારે જ્યારે એને દાઝ ચડે – ગુસ્સો આવે ત્યારે ત્યારે એણે ઘરની ફેન્સિંગ(વંડી)માં એક ખીલો ઠોકવો !

પ્રથમ દિવસે છોકરાએ વંડીમાં ૩૮ ખીલા ઠબકારી દીધા ! જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ ખીલાઓ લગાવવાનું પ્રમાણ ઘટતું ચાલ્યું. બાળકને સમજાતું ગયું કે દીવાલમાં ખીલો મારવા કરતાં મગજ ઠેકાણે રાખવું વધારે સહેલું છે. આખરે એક દિવસ એવો આવી પહોંચ્યો કે એણે આખા દિવસમાં એક પણ વખત મગજ ગુમાવ્યું નહીં. એ દિવસે એણે દીવાલમાં એક પણ ખીલો ન માર્યો !

એ દિવસે એ પોતાના પિતા પાસે ગયો અને કહ્યું કે, 'પિતાજી ! આજે હું એક પણ વખત ગુસ્સે નથી થયો અને દીવાલમાં એક પણ ખીલો નથી માર્યો.'

બાપ કહે : 'ખૂબ જ સર બેટા ! હવે એક કામ કર. દિવસમાં તને જેટલી વાર ગુસ્સો ચડે અને તું એને બરાબર કાબૂમાં રાખી શકે તેટલી વખત તારે દીવાલમાંથી એક એક ખીલો કાઢતો જવાનો.'

બીજા દિવસથી છોકરાએ જેટલી વખત પોતે ગુસ્સા પર સંયમ રાખી શકે તેટલી વખત અગાઉ બેસાડેલો એક એક ખીલો કાઢવાનું શરૂ કર્યું. જ્યારે બધા જ ખીલા નીકળી







ગયા ત્યારે તે ફરી વખત પિતાં પાસે ગયો અને કહ્યું કે બધા ખીલા દીવાલમાંથી નીકળી ગયા છે.

બાપે દીકરાને ગળે વળગાડ્યો. એને ખૂબ જ આનંદ થયો. પછી તેનો હાથ પકડીને દીવાલ પાસે લઈ ગયો. એણે કહ્યું, 'બેટા ! તેં ઉત્તમ અને અદ્ભુત પ્રયત્ન કર્યો છે. તારું અને મારું ધ્યેય પૂરું થયું. પણ આ દીવાલ સામે તેં જોયું ? એમાં પડી ગયેલાં કાણાં જોયાં ? એ હવે પહેલાંના જેવી ક્યારેય નહીં બની શકે. તમે જ્યારે ગુસ્સામાં બીજાને કંઈક અપમાનજનક વેણ કહી નાખો છો ત્યારે એ શબ્દો પણ સાંભળનારના હૃદયમાં આવો છેદ મૂકી જતા હોય છે. એ ઘા પછી કાયમ માટે રહી જતો હોય છે. માફ કરી દો એમ કહી દેવાથી સામી વ્યક્તિ એ ઘાને ભૂલી શકે, પરંતુ એણે કરેલો ઉઝરડો ક્યારેય નથી રુઝાતો. તલવાર કે શસ્ત્રોનો ઘા તો ફક્ત શરીરને જ અસર કરે છે, પરંતુ શબ્દોનો ઘા તો આત્માને ઈજા પહોંચાડે છે. તું સુધરી ગયો તેનો મને ખૂબ જ આનંદ થયો છે. મારી આ વાત તું સમજી શકશે એવું લાગ્યું એટલે જ હું તને આ શબ્દો કહી રહ્યો છું...' બાપ આગળ બોલી ન શક્યો. દીકરો પણ સજળ નયને સાંભળી રહ્યો !

*

મારા વહાલા મિત્રો... તમારા દિલની દીવાલમાં અજાણપણે મારાથી ક્યારેય પણ કટુ શબ્દોનો ખીલો મરાઈ ગયો હોય તો મને માફ કરજો.

❑



## મદદની ચીસ સાંભળો... અથવા ઈંટના ઘા માટે તૈયાર રહો !

પરદેશની આ વાત છે.

એક વખત એક ખૂબ જ સફળ બિઝનેસમૅન (વેપારી) પોતાની નવીનક્કોર કારમાં બેસીને એક શેરીમાંથી પસાર થઈ રહ્યો હતો. પોતાની ધૂનમાં મસ્ત મૌલા એ સ્ટિરિયોની ધૂન પર ડોલતો ડોલતો કાર ચલાવી રહ્યો હતો. શેરીના છેડે પાર્ક થયેલી થોડીક મોટરોની વચ્ચેથી કોઈક છોકરાએ એના તરફ હાથ હલાવ્યો. આ માણસનું અછડતું ધ્યાન તો ગયું પરંતુ સત્તા, પૈસા તેમજ સફળતાનો મદ એવો હોય છે કે મદદ માટે લંબાવાયેલ હાથને માણસ જોઈ જ શકતો નથી. આ બિઝનેસમૅન પણ જોયું ન જોયું કરીને આગળ વધી ગયો.

ધ...ડા...મ્મ...! એક ઈંટ એની તરફના દરવાજાના કાચ સાથે અથડાઈ. હવે એના પગ બ્રેક પર તરત જ ચોંટી ગયા ! ઈંટનો ઘા નબળો હતો એટલે કાચના ટુકડા તો ન થયા, પરંતુ કરોળિયાનાં જાળાં જેવો ઘોબો જરૂર પડી ગયો. કાર પાછી લઈને એ બહાર કૂદ્યો. ત્યાં ઊભેલા એક નાનકડા છોકરાને એણે ગળચીથી પકડીને બે ફેંટ ઝીંકી દીધી. 'ડોબા ! તારા એક ઘાએ જો મારી નવીનક્કોર કારની કેવી દશા કરી નાખી ? હવે આ નુકસાન કોણ તારો બાપ ભરશે ?'

પેલા છોકરાની આંખમાંથી આંસુની ધારા વહી નીકળી. કરગરતા અવાજે એ બોલ્યો, મને માફ કરો સાહેબ ! કેટલીય વારથી હું મદદ માટે હાથ હલાવું છું, પણ કોઈ ઊભું જ નથી રહેતું. મારો મોટો ભાઈ એની વ્હીલચૅરમાંથી પડી ગયો છે. એના આખા શરીરે લકવો (પૅરાલિસિસ) છે એટલે એ જાતે ઊભો થઈ શકતો નથી. એનું વજન એટલું બધું છે કે હું એને ઉઠાવી શકતો નથી. એનું મોં ધૂળમાં ઘૂસી ગયું છે. જો થોડી વારમાં કોઈ અમને મદદ નહીં કરે તો...' એ નાનકડો બાળક આગળ ન બોલી શક્યો. ધ્રુસકું નાખી ગયો.





પેલા માણસના મગજમાં ફાટેલા જ્વાળામુખીમાંથી લાવાને બદલે દયાનું ઝરણું ફૂટી નીકળ્યું. એણે છોકરાનું ગળું છોડીને પૂછ્યું : તારો ભાઈ ક્યાં છે ? ચાલ મને બતાવ.'

પેલો છોકરો એને બાજુની કારની પાછળ લઈ ગયો. ત્યાં પંદરેક વરસનો એક છોકરો પોતાની વ્હીલચૅર સહિત આડો પડી ગયો હતો. એનું શરીર ખાસ્સું જાડું હતું. એનું મોં જમીન સરસું થઈ ગયેલું જેના લીધે એને શ્વાસ લેવામાં પણ તકલીફ પડતી હતી. પેલા વેપારીએ એને ઊભો કર્યો અને વ્હીલચૅરમાં પાછો બેસાડ્યો. પોતાનો રૂમાલ કાઢીને એનાં નાક-મોં લૂછ્યાં. પછી પોતાની કારમાંથી ફર્સ્ટ એઇડનું બૉક્સ કાઢીને એને મલમપટ્ટી પણ કરી આપી. પેલો નાનકડો બાળક કૃતજ્ઞતાનાં આંસુ વેરતો ભગવાન તમારું ભલું કરે એવું બોલતો એના મોટાભાઈની વ્હીલચૅરને ધક્કો મારતો મારતો ચાલ્યો ગયો.

પેલા માણસે પછી એ કાર ક્યારેય ન વેચી. પોતાની તરફનો કાચ પણ રિપૅર ન કરાવ્યો. કોઈ એને આ તૂટેલા કાચ અંગે પૃચ્છા કરતું તો એ કહેતો કે : 'આ કાચ હંમેશાં એક વાતની યાદ અપાવે છે કે જિંદગીમાં એટલું બધું ઝડપથી ક્યારેય ન ચાલવું કે તમારું ધ્યાન ખેંચવા માટે કોઈને ઈંટનો ઘા કરવો પડે !' ...પછી ધીમેથી ઊંડો શ્વાસ લઈને એ કહેતો કે : 'કાં તો મદદ માટેની ઝીણી ચીસ સાંભળો અથવા તો ઈંટના ઘા માટે તૈયાર રહો !!

☐



## રેતીમાં લખાણ !

એક વખત બે જિગરજાન દોસ્તો રણના રસ્તે ચાલ્યા જતા હતા. વાતમાંથી કંઈક એવી વાત નીકળી કે બન્ને મિત્રો દલીલબાજી પર ઊતરી આવ્યા. થોડી જ વારમાં ચર્ચાએ ઉગ્ર સ્વરૂપ પકડી લીધું. આવેશમાં ને આવેશમાં એક મિત્રે બીજાના ગાલ પર એક તમાચો ઝીંકી દીધો. પેલાને ખૂબ જ લાગી આવ્યું. એ કંઈ બોલ્યો નહીં, પણ બાજુના રેતીના ઢૂવા પર એણે મોટા અક્ષરે લખ્યું કે : 'આજે મારા સૌથી સારા ભાઈબંધે મને તમાચો માર્યો છે અને મારી લાગણીને ઠેસ પહોંચાડી છે.'

ત્યાર પછી તો બંનેએ મૂંગા-મૂંગા ચાલવાનું શરૂ રાખ્યું. રણ પૂરું થઈ ગયું ત્યાં બપોરનો સમય થઈ ગયો. તડકો પણ ઘણો તેજ થઈ ગયો હતો. બંનેએ એક નાનકડું સરોવર જોયું. હવે બંને થોડી વાતો કરતા હતા. તડકાથી ત્રાસેલા બંને કપડાં કાઢીને નહાવા પડ્યા. જેના ગાલે તમાચો પડ્યો હતો એ મિત્રનો પગ અચાનક સરોવરના તળિયે આવેલા કાદવમાં અને વેલાઓમાં ફસાઈ ગયો. એ ડૂબવા માંડ્યો. જેણે એને થોડી વાર પહેલાં જ લાફો મારેલ એ મિત્રે પોતાની જિંદગીના જોખમે ડૂબતા મિત્રને બચાવ્યો. એટલી વારમાં તો પેલો ઘણું પાણી પી ગયો હતો. થોડી વારે એ ભાનમાં આવ્યો. બેઠા થઈ કંઈ પણ બોલ્યા વિના એણે પોતાની થેલીમાંથી હથોડી અને ટાંકણું કાઢ્યું અને એક વિશાળ પથ્થરની શિલા પર લખ્યું કે, 'આજે મારા સૌથી સારા ભાઈબંધે મારી જિંદગી બચાવી છે.'

પેલા મિત્રે આશ્ચર્ય સાથે પૂછ્યું કે, 'મેં તને તમાચો માર્યો ત્યારે તેં રેતી પર લખ્યું અને હવે તું પથ્થર પર કેમ લખે છે ?' પેલો મિત્ર હસી પડ્યો પછી બોલ્યો, 'જ્યારે કોઈ સ્નેહી, નજીકની વ્યક્તિ કે મિત્ર આપણને ઠેસ પહોંચાડે કે આપણી લાગણીને ધક્કો લાગે તેવું કૃત્ય કરે ત્યારે આપણે રેતી પર લખવું જોઈએ, જેથી કરીને ક્ષમાનો પવન એને ભૂંસી નાખી શકે, પણ એ જ લોકો જો આપણા માટે કોઈ પણ મોટું કે મદદનું કામ કરે ત્યારે આપણે એને યાદદાસ્તના પથ્થર પર કોતરીને હૃદયના સિંહાસન પર સ્થાપવું જોઈએ. જેથી કોઈ પણ પવન તો શું તોફાનો પણ એને ન મિટાવી શકે...

બન્નેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં !!



(મૂળ શીર્ષક : Learn to write in the sand)





# એક સાદી કસોટી

તમને હું થોડાક સવાલો પૂછવા માગું છું. તરત જ જવાબ આપવાની કોશિશ કરજો.

૧. ૧૯૮૪ની સાલના દુનિયાના ૩ સૌથી ધનવાન માણસોનાં નામ આપો.
૨. ૧૯૭૭નું નોબેલ પ્રાઇઝ મળ્યું હોય તેવી ૩ વ્યક્તિઓનાં નામ આપો.
૩. ૧૯૮૦ની ઑલિમ્પિક રમતોમાં સુવર્ણચંદ્રક જીતનાર ત્રણ એથ્લેટ્સનાં નામ આપો.
૪. હિમાલયન કાર રેલીના ૩ વિજેતાઓનાં નામ આપો.
૫. ગુજરાતી સાહિત્યપરિષદનું પ્રથમ પારિતોષિક મેળવનાર પાંચ જણનાં નામ આપો.

કાં ?!! કેમ લાગ્યું ?

જુઓ, આ બધા કોઈ સામાન્ય માણસો નથી જ ! પોતપોતાના ક્ષેત્રમાં માહિર અને પ્રથમ ક્રમની વ્યક્તિઓ છે આ બધી. સર્વશ્રેષ્ઠ તેમજ ઉત્તમ ! છતાં આપણને એ લોકો આટલાં થોડાં વર્ષો બાદ યાદ પણ નથી રહેતાં. તાળીઓના ગડગડાટ તો શમી જ જતા હોય છે. ઇનામો, ઍવૉર્ડ્ઝ કે પ્રમાણપત્રો પણ એમના મેળવનારની સાથે જ ક્યારે આપણી સ્મૃતિમાંથી અતીતમાં સરી જાય છે તેનો ખ્યાલ પણ નથી આવતો.

હવે આ કસોટીનો બીજો ભાગ જોઈએ. નીચેના પ્રશ્નો ઉકેલવાનો પ્રયત્ન કરીએ :

૧. એવા ૩ શિક્ષકોનાં નામ આપો જેણે તમને નિશાળ કે કૉલેજકાળ દરમિયાન ખૂબ જ હૂંફ આપી હોય કે આગળ વધવાની પ્રેરણા આપી હોય.
૨. એવા ૩ મિત્રોનાં નામ આપો જેમણે કપરા સંજોગોમાં તમને સાથ, સહારો તેમજ હૈયાધારણ આપી હોય.
૩. તમારા સાચા રાહબર બન્યા હોય તેવા ૩ વડીલોનાં નામ આપો.
૪. પ્રશંસા કે કદરના શબ્દોથી તમારું દિલ જીતી લીધું હોય તેવી ૩ વ્યક્તિઓનાં નામ આપો.
૫. જેમની સાથે સમય પસાર કરવાનું તમે પસંદ કરતા હો તેવી ૩ વ્યક્તિઓનાં નામ આપો !

કાં ?! હવે કેવું લાગ્યું ? અત્યંત સહેલું ને ?

કહેવાનું તાત્પર્ય એ જ કે આપણા જીવનમાં જેમની કાળજીથી, હૂંફથી નિખાર આવ્યો હોય તેમને આપણે અજાણપણે જ આપણા હૃદયમાં કાયમી સ્થાન આપી દીધું હોય છે. આપણા દિલ માટે તો સાચા ઍવૉર્ડ વિનર્સ એ લોકો જ હોય છે. દુનિયા એમને જાણતી હોય કે નહીં, પરંતુ આપણું હૃદય તો જીવનપર્યંત એમને યાદ રાખે છે !!



(મૂળ શીર્ષક : A little perspective)

## સોનેરી બૉક્સ !

થોડાંક વરસો પહેલાંની વાત છે. એક માણસે પોતાની પાંચ વરસની દીકરીને ખૂબ જ મારી. છોકરીનો વાંક એટલો જ કે એના પિતાએ વેચવા માટે આણેલા એક સોનેરી કાગળમાંથી એણે એક મોટો ટુકડો કાપી લીધો હતો. એ કાગળ વીંટાળીને એ નાનકડી છોકરીએ એક સુંદર મજાનું ગિફ્ટ બૉક્સ બનાવ્યું હતું. એ કંઈક કહેવા ગઈ પણ એનો બાપ કંઈ પણ સાંભળવા તૈયાર જ નહોતો. મંદી, આર્થિક સંકડામણ, દેવું વગેરે પ્રશ્નોથી અકળાયેલા બાપને આ નાનકડું નુકસાન પણ પહાડ જેવું મોટું લાગી રહ્યું હતું.

છોકરી બિચારી રડતી રડતી સૂઈ ગઈ. સવારમાં પેલો માણસ ઊઠ્યો ત્યારે એની નાનકડી દીકરી આગલી રાતનો માર ભૂલીને એના ખાટલા પાસે હસતી હસતી ઊભી હતી. એના હાથમાં પેલું સોનેરી ગિફ્ટ બૉક્સ હતું. સૂઝેલા ગાલને ભૂલીને એણે એના બાપ સામે એ બૉક્સ લંબાવ્યું અને કહ્યું, 'વહાલા પપ્પા ! આ તમારા માટે ગિફ્ટ છે ! આજે તમારો બર્થડે છે ને !? હેપી બર્થ ડે પપ્પા !'

બાપને સંકોચ થયો. આગલી રાત્રે નાનકડી વાત માટે દીકરીને મારી તેનો એને પસ્તાવો પણ થયો. એણે દીકરીને ખોળામાં બેસાડી. પછી પેલું બૉક્સ ખોલ્યું. ખોલતાં જ એના ચહેરા પર કડવાશ આવી ગઈ. બૉક્સ સાવ ખાલીખમ હતું. એ બોલ્યો, 'એલી ચાંપલી ! તને ખ્યાલ છે ખરો કે ખાલી ગિફ્ટ બૉક્સ ક્યારેય ભેટમાં ન અપાય ?' એટલું કહીને એણે બૉક્સનો ઘા કરી દીધો.

દીકરીની નાનકડી આંખોમાં આંસુ આવી ગયાં. દોડીને એણે એ બૉક્સ ઉઠાવી લીધું. રડતાં રડતાં એ બોલી, 'પપ્પા ! એ ખાલી નથી ! એ આખું ભરાઈ જાય ત્યાં સુધી મેં એમાં તમારા માટે પપ્પીઓ (Kisses) ભરી છે. તમને ખૂબ ખૂબ વહાલની પપ્પીઓ, પપ્પા !' અને એ હીબકે ચડી ગઈ.



હવે રડવાનો વારો બાપનો હતો. એને પારાવાર પસ્તાવો થયો. ઘૂંટણિયે પડીને એણે બાળકીને હૃદય સરસી ચાંપી દીધી. ખૂબ વહાલ કરતાં કરતાં એ એટલું જ બોલી શક્યો : 'મને માફ કરી દેજે બેટા !'

એ પછી થોડાક જ મહિનાઓ બાદ એક વાહન અકસ્માતમાં એ નાનકડી બાળકીનું મૃત્યુ થયું. પરંતુ એ બાપ જીવ્યો ત્યાં સુધી પોતાના ઓશીકે પેલું ગોલ્ડન (સોનેરી) ગિફ્ટ બૉક્સ રાખતો. જ્યારે પણ એ હતાશ થતો કે હિંમત હારતો ત્યારે પેલું બૉક્સ ખોલતો અને એની નાનકડી દીકરીએ આપેલ વહાલની પપ્પીઓને એમાંથી બહાર કાઢતો. એનાથી એ હિંમત તેમજ શાંતિ મેળવતો. થોડાંક આંસુ એ ઢીંગલીની યાદમાં સારતો.

આપણાં બાળકો આપણને રોજ રોજ આવાં ગોલ્ડન બૉક્સ આપે જ છે. શું આપણે એ લોકોએ એમાં ભરેલી વહાલની પપ્પીઓને જોઈ શકીએ છીએ ખરા ?!



(મૂળ શીર્ષક : The Box)

## પ્રેમ, મહાન પ્રેમ !

ઘણા વખત પહેલાંની વાત છે. એક અતિ સુંદર ટાપુ પર બધી લાગણીઓ અને ગુણો સરસ મજાનાં ઘર બનાવીને રહેતાં હતાં. સુંદરતા, આનંદ, ઉદાસીનતા વગેરે એકબીજાની બાજુ બાજુમાં રહેતાં હતાં. એ બધાથી દૂર સાવ છેવાડાના ઘરમાં પ્રેમ રહેતો હતો.

એક દિવસ સવારે એક પરીએ આવીને બધા ટાપુવાસીઓને કહ્યું કે તે દિવસે સાંજ સુધીમાં ટાપુ ડૂબી જશે. દરિયાને તળિયે બેસી જશે. બધી જ લાગણીઓ તેમજ ગુણોએ પોતપોતાની હોડીઓ લઈને ટાપુ પરથી પ્રયાણ શરૂ કરી દીધું. ફક્ત પ્રેમ શાંતિથી આંટા મારતો હતો. જાણે એને જવાની કોઈ જ ઉતાવળ ન હોય એમ એ ફરતો હતો. બધાંને નવાઈ લાગી, પણ સૌ પોતપોતાની રીતે ભાગવાની પેરવીમાં હતાં. એટલે પ્રેમની પંચાત કરવા કોણ બેસે ? હકીકતમાં પ્રેમને આ ટાપુ પર ખૂબ જ વહાલ હતું. એ છેલ્લી ક્ષણ સુધી ટાપુની જોડે રહેવા માંગતો હતો.

જેમ જેમ સાંજ પડવા લાગી તેમ તેમ ધીમે ધીમે ટાપુ પાણીમાં ડૂબવા લાગ્યો. પ્રેમે ટાપુને ખૂબ જ વહાલ કર્યું. એની જમીનના કણે કણને એણે વહાલથી નવડાવી દીધો. આખો ટાપુ પ્રેમ પ્રેમ થઈ ગયો. હવે પાણી વધવા લાગ્યું. જ્યારે પ્રેમના ઘૂંટણ પાણીમાં ડૂબવા લાગ્યા ત્યારે એને થયું કે હવે ટાપુ છોડીને જવાનો સમય આવી ગયો છે, પરંતુ પ્રેમ પાસે તો હોડી પણ નહોતી. મદદ માટે બૂમ પાડવી તો કોને પાડવી ? બસ, તે જ વખતે ત્યાંથી સમૃદ્ધિની હોડી નીકળી. પ્રેમે પૂછ્યું કે, 'બહેન સમૃદ્ધિ ! તું મને તારી હોડીમાં જોડે લઈ જઈશ ? નહીંતર હમણાં જ હું ડૂબી જઈશ...' સમૃદ્ધિએ પોતાની હોડીમાં એક નજર નાખીને કહ્યું કે, 'માફ કરજે પ્રેમ ! મારી આખી હોડી સોના, ચાંદી તેમજ હીરાઝવેરાતથી ભરેલી છે. એમાં તારા માટે ક્યાંય જગ્યા જ નથી !' આટલું કહીને પ્રેમ તરફ બીજી નજર પણ નાખ્યા વિના સમૃદ્ધિ ચાલી ગઈ.

એની પાછળ પાછળ હોડી લઈને આવતી સુંદરતાને હાથ હલાવીને પ્રેમે જોરથી બૂમ પાડી, 'હે સુંદરતા ! તું મને તારી હોડીમાં લઈ જઈશ ?' પોતાની જાત પર અને પોતાની હોડી પર મગરૂર એવી સુંદરતાએ કહ્યું : 'માફ કરજે પ્રેમ ! તું એટલો ભીનો છે કે મારી આ સુંદર હોડીને બગાડી નાખીશ. આમેય મને બધું સુંદર ચોખ્ખું જ ગમે છે તે તું પણ જાણે જ છે ! મને આ રીતે મારી જાતને કે હોડીને ભીની કરવામાં જરા પણ રસ નથી !' અને એ પણ આગળ ચાલી ગઈ.

પાણી હવે કેડ સમાણું થઈ ગયું હતું. ત્યાં જ પ્રેમે ઉદાસીનતાની હોડીને પસાર કરતી જોઈ. પ્રેમે બૂમ પાડી કે, 'અરે ! ઉદાસીનતા, મને તારી જોડે લઈ લે. મહેરબાની કરીને મને બચાવી લે.' પણ ઉદાસીનતા તો જડસુ હતી. એ કહે, 'માફી માગું છું તારી ઓ પ્રેમ ! હું એટલી બધી ઉદાસ છું કે તું મને એકલી જ રહેવા દે !' એ પણ જતી રહી. ત્યાંથી પસાર થઈ રહેલ આનંદ તો નાચગાનમાં એવો મશગૂલ હતો કે એણે પ્રેમને જોયો પણ નહીં અને એનો અવાજ પણ ન સાંભળ્યો !!

પાણી ગળા સુધી આવી ગયું હતું. પોતે હવે સદાને માટે ડૂબી જશે એવો પ્રેમને ધ્રાસ્કો પડી ગયો. એ જોરથી રડવા માંડ્યો. ત્યાં જ એક ખૂબ જ પ્રેમાળ અવાજ આવ્યો : 'પ્રેમ ! રડ નહીં. ચાલ હું તને મારી હોડીમાં લઈ જઉં !'

પ્રેમે પાછળ જોયું તો એક ખખડધજ વૃદ્ધ માણસ પોતાની હોડી લઈને ઊભો હતો. એણે પ્રેમનો હાથ પકડીને એને પોતાની હોડી પર લઈ લીધો. પ્રેમ એ વખતે બરાબર ડૂબવાની તૈયારીમાં જ હતો.

અચાનક ઊગરી જવાથી પ્રેમ થોડી વાર તો હતપ્રભ થઈ ગયો. એ કંઈ બોલી જ ન શક્યો. પેલા વૃદ્ધે તેને કિનારે ઉતાર્યો તોપણ એ કંઈ જ ન બોલ્યો. બસ મૂંગા મૂંગા પેલા

વૃદ્ધનો તેણે આભાર માન્યો. પેલો વૃદ્ધ માણસ તો પ્રેમને ઉતારીને પોતાના રસ્તે આગળ ચાલી ગયો. અચાનક પ્રેમને યાદ આવ્યું કે ડૂબી જવાની બીકમાં અને બચી જવાની ખુશીમાં પોતે પોતાને બચાવનાર વૃદ્ધનું નામ પૂછવાનું તો ભૂલી જ ગયો ! આટલો નાનકડો શિષ્ટાચાર પણ પોતે ન દાખવી શક્યો એનો એને પારાવાર અફસોસ થવા લાગ્યો. એ દોડતો દોડતો જ્ઞાનના ઘરે ગયો. બારણું ખખડાવ્યું. જ્ઞાન બહાર આવ્યું. પ્રેમે એને બધી વાત કરી. પછી એ વૃદ્ધ માણસ કોણ હોઈ શકે તે પૂછ્યું. જ્ઞાને પોતાની આંખો બંધ કરી. થોડી વારે આંખ ખોલીને જ્ઞાને કહ્યું, 'તને બચાવનાર સમય હતો !'

પ્રેમને નવાઈ લાગી. એનાથી પુછાઈ ગયું કે, 'હે જ્ઞાન ! જ્યારે કોઈ કરતાં કોઈ જ મને મદદ કરવા તૈયાર નહોતું ત્યારે ફક્ત સમયે જ મને શા માટે મદદ કરી ?'

જ્ઞાને ગંભીરતાપૂર્વક અને સદીઓના અનુભવના નિચોડ જેવો જવાબ આપ્યો : 'કારણ કે ફક્ત સમય જ જાણે છે, સમજે છે અને સમજાવી શકે છે કે પ્રેમ કેટલો મહાન છે અને એનું મહત્ત્વ શું છે !'

□





## સુંદર વૃદ્ધત્વ

એક રિપોર્ટરે એક વખત ૧૦૪ વર્ષનાં એક માજીને સવાલ પૂછ્યો કે, 'તમારી ઉંમરના લોકો માટે તમારે શું કહેવું છે ?'

પેલાં માજી કહે, 'જિંદગીની સૌથી ઉત્કૃષ્ટ એવી આ ઉંમરમાં લોકો આનંદથી રહેવાને બદલે ડિપ્રેશનથી – હતાશાથી પીડાતા હોય છે. અરે ! કોઈ જ જાતની ફિકર વગર ઈશ્વરની નજીક રહીને જીવનને માણવાની આ જ તો ઉંમર છે !

'ઘડપણ Old Ageને તમે કઈ રીતે મૂલવશો ?' તેવા સવાલના જવાબમાં સિસ્ટર મેરી જેમ્મા બ્રૂંક અદ્ભુત શબ્દોમાં કહે છે :

'જૂના-ઘરડા સફરજનના ઝાડ પર જ સૌથી મીઠાં સફરજન આવતા હોય છે !

સૌથી જૂનાં રેડવૂડનાં વૃક્ષો જ ગૌરવપૂર્ણ ઊંચાઈએ પહોંચે છે !

જૂના વાયોલિનમાંથી જ સૌથી સુંદર અને ઉચ્ચ કક્ષાના સૂરો નીકળે છે !

મદિરા પણ જેમ જૂની થાય તેમ તેનો સ્વાદ વધતો હોય છે.

પુરાણા સિક્કા, ટિકિટ કે પુરાણા ફર્નિચરને અમૂલ્ય ગણવામાં આવે છે.

જૂના મિત્રોને જ આપણે સૌથી વધારે પ્રેમ કરતા હોઈએ છીએ.

હે ભગવાન ! તારો ખૂબ ખૂબ આભાર કે તેં વૃદ્ધાવસ્થા આપી ! જિંદગીને સમજવાનો મોકો આપ્યો. ધૈર્ય અને ડહાપણનો અનુભવ કરાવ્યો. શારીરિક તકલીફો છતાં નિઃસ્વાર્થ સ્મિત કરવાની શક્તિ આપી. ખરેખર વૃદ્ધાવસ્થા અદ્ભુત છે !'

અને પછી છેલ્લે ઉમેરે છે કે, 'Beautiful People are Acts of Nature, but Beautiful Old People



are Works of Art... સુંદર યુવાન કે યુવતી એ કુદરતની કલા છે, પણ સુંદર વૃદ્ધ વ્યક્તિ એ માણસની કલાનું-મહેનતનું પરિણામ છે !'

❑

(મૂળ શીર્ષક : Beautiful Old People)

## સ્વર્ગનો સ્ટોર !

વર્ષો પહેલાં જિંદગી કેરા હાઇવે પર હું ગયેલો,
એ વખતે એક અદ્દભુત એવો અનુભવ મને થયેલો !
રોડના કાંઠે દુકાન ઉપર લખ્યું'તું સ્વર્ગનો સ્ટોર,
કુતૂહલપૂર્વક ત્યાં જઈને મેં ખખડાવ્યું'તું ડોર !
દરવાજામાં એક ફિરસ્તો ટોપલી લઈને આવ્યો !
સ્ટોરનો આખો રસ્તો એણે સરખેથી સમજાવ્યો !
હાથમાં ટોપલી પકડાવી એ બોલ્યો – સાંભળ ભાઈ !
જે કંઈ જોઈએ ભેગું કરીને લઈ આવજે તું આંહીં !
કદાચ પડે જો ટોપલી નાની બીજો ફેરો તું કરજે !
નિરાંત જીવે ખરીદજે ને ઘરને તારા ભરજે !
પ્રથમ ઘોડામાંથી બેચાર પૅકેટ ધીરજ લીધી,
પ્રેમ ને ડહાપણની સાથે મેં સમજણ પણ લઈ લીધી !
બૅગ ભરી બે શ્રદ્ધા લીધી, માનવતા શેં વીસરું ?
થયું કે થોડીક હિંમત લઈ લઉં પછી જ બહાર નીસરું !
સંગીત, શાંતિ અને આનંદ સૌ ડિસ્કાઉન્ટ રેટે મળતાં,
પુરુષાર્થની ખરીદી પર મફત મળતી'તી સફળતા !
મુક્તિ મળતી હતી મફત, પ્રાર્થના પૅકેટ સાથે,
લેવાય એટલી લઈ લીધી મેં વહેંચવા છૂટ્ટે હાથે !
દયા કરુણા લઈ લીધાં, મળતાં'તાં પડતર ભાવે,
થયું કદીક જો પડ્યાં હશે તો કામ કોઈકને આવે !
ટોપલી મારી ભરાઈ ગઈ'તી જગ્યા રહી'તી થોડી,
રહેમ પ્રભુની મળતી'તી શી રીતે જાવું છોડી ?!
કાઉન્ટર પર પહોંચીને પૂછ્યું કેટલા પૈસા થયા ?
ફિરસ્તાની આંખે પ્રેમનાં અશ્રુ આવી ગયાં !
બોલ્યો : 'વહેંચજે સૌને આ, કરતો ના સહેજે ઢીલ,
ભગવાને ખુદ હમણાં જ ચૂકવી દીધું તારું બિલ !!

❑

## ૨૬ જાન્યુઆરી ૨૦૦૧, શુક્રવાર (ભુજ તેમજ અમદાવાદના ધરતીકંપનો ભયંકર દિવસ)

### એક દિવસમાં શું ફેર પડી શકે ?

શુક્રવારે સવારે આપણે દેશભક્તિનાં ગીતો ગાતાં હતાં.
શનિવારે કાટમાળ નીચે દબાયેલાંઓ બચી જાય તે માટે પ્રાર્થના કરતાં હતાં.

શુક્રવારે સવારે આપણે મૃત્યુનો વિચાર પણ નહોતા કરતા. આપણે મૃત્યુથી પર છીએ તેવું આપણને લાગતું હતું. શનિવારે બધું જ ક્ષણભંગુર લાગતું હતું.

શુક્રવારે સવારે આપણે દેશ માટે કુરબાન થઈ ગયેલા શહીદોને યાદ કરતાં હતાં.
શનિવારે સવારે રાષ્ટ્રધ્વજ પકડીને શહીદ થઈ જનારા અંજારનાં બાળકોને યાદ કરીને આંસુ સારતાં હતાં.

શુક્રવારે સવારે આટલાં વરસોમાં આપણી સરકારે આપણાં માટે આટલું કર્યું ને આટલું ન કર્યું તેવો રોષ વ્યક્ત કરતાં હતાં.
શનિવારે સવારે સરકારે દબાયેલા લોકો માટે હજુ કંઈ અસરકારક પગલાં નથી ભર્યાં તેવો અફસોસ કરતાં હતાં.

શુક્રવારે સવારે સરકાર કેવી સિફતથી આપણા પૈસા કરવેરારૂપે પડાવી લે છે તેની વાતો કરતાં હતાં.
શનિવારે એ જ સરકારશ્રીના રાહતફંડમાં આપણે પૈસા આપતાં હતાં.

શુક્રવારે અમદાવાદ, ભુજમાં માબાપ પરાણે પોતાનાં બાળકોને શાળાના કાર્યક્રમોમાં ભાગ લેવા માટે મોકલતાં હતાં.
શનિવારે સવારે એ જ સ્કૂલોના કાટમાળમાંથી પોતાનાં લાડકાં સંતાનોને શોધતાં હતાં.

શુક્રવારે સવારે સૌ પોતપોતાનામાં મશગૂલ હતાં.
શનિવારે સવારે બધાં પોતપોતાનું કામ પડતું મૂકી ઘાયલોને બચાવવા દોડતાં હતાં તેમજ દબાયેલાને કાઢવામાં મદદ કરતાં હતાં.

શુક્રવારે સવારે ઉપરછલ્લા મનથી સૌ રાષ્ટ્રપ્રેમની વાતો કરતાં હતાં.
શનિવારે સવારે હૃદયના ઊંડાણથી પ્રાર્થનાઓ કરતાં હતાં.

શુક્રવારે સવારે કોઈ કચ્છી, કોઈ કાઠિયાવાડી, કોઈ ગુજરાતી કે કોઈ બીજા રાજ્યનું હતું.
શનિવારે સવારે સૌ ફક્ત ભારતમાતાનાં સંતાનો હતાં.

શુક્રવારે સૌ એકબીજાને ધક્કો મારી પોતે આગળ વધી જવાની પેરવી કરતાં હતાં.
શનિવારે સૌ હાથમાં હાથ મેળવીને એકબીજાને સહારો આપતાં હતાં.

શુક્રવારે પુરુષ, સ્ત્રી, બાળકો, વૃદ્ધો એવા ભેદ હતા.
શનિવારે સૌ ફક્ત માણસો જ હતા.

શુક્રવારે સેંકડો કુટુંબો કલ્લોલતાં હતાં.
શનિવારે હજારો નિઃસહાય, અનાથ અને લાચાર હતાં.

શુક્રવારે વૈભવી આવાસો, અસબાબ અને સમૃદ્ધિભર્યાં ઘરો હતાં.
શનિવારે ફક્ત ખંડેરો જ હતાં.

હા ! એક વસ્તુમાં જરાય ફેર પડેલો દેખાતો નહોતો !
શુક્રવારે સરકારી તંત્ર સરકારી તંત્ર હતું,
શનિવારે સરકારી તંત્ર સરકારી તંત્ર જ હતું !

□

## ૧૧મી સપ્ટેમ્બર, જ્યારે વર્લ્ડ ટ્રેડ સેન્ટરના ટાવર્સ સાથે વિમાનો ટકરાયાં ત્યારે ભગવાન ક્યાં હતા ?

ભગવાન આ ચાર વિમાનોમાં ન જવા માટે લોકોને સમજાવી રહ્યા હતા. કુલ ૧૦૦૦ (એક હજાર) પૅસેન્જરની જ્યાએ એ દિવસે ફક્ત ૨૬૬ જણાએ જ મુસાફરી કરી હતી !

ભગવાન મરવા માટે જઈ રહેલા દરેક પૅસેન્જરને હિંમત આપતા હતા ! જે કોઈ પૅસેન્જરે પોતાનાં સગાંવહાલાંને ફોન કર્યા તેમણે અમે જરાય ગભરાયા નથી અને અમારામાંનું કોઈ પણ રડારોળ કરી નથી રહ્યું તેવું જ કહ્યું હતું.

ભગવાન પેન્સિલ્વેન્યાની ફ્લાઇટના યાત્રિકોને અપહરણકર્તાઓ સામે લડવાની હિંમત આપી રહ્યા હતા !

ભગવાન ન્યૂયૉર્કના રસ્તાઓ પર ટ્રાફિકની પારાવાર અડચણો ઊભી કરી રહ્યા હતા. વિમાનો અથડાયાં ત્યારે ફક્ત ૨૦,૦૦૦ લોકો જ બંને ટાવર્સમાં હતાં. જ્યારે રોજ આ સમયે લગભગ ૫૦,૦૦૦ માણસો ઉપસ્થિત હોય. આ ખરેખર એક ચમત્કાર જ છે. અમેરિકામાં આટલા બધા માણસો આટલા બધા મોડા હોય એ એક અસામાન્ય ઘટના છે. બંને ટાવર્સમાં લગભગ ઑફિસો સવારે ૭થી ૮ દરમિયાન કામ કરતી થઈ જતી હોય છે. હજારો માણસોએ પોતે મોડા પડવાના કારણ તરીકે ટ્રાફિકમાં ફસાઈ પડ્યા હતા તેવું કહ્યું હતું.

ભગવાન ત્યારે સિત્તેરમા માળ પરથી એક અપંગ સ્ત્રીને વ્હીલચૅર સાથે ઉપાડીને સલામત રીતે નીચે લઈ જનાર બે પુરુષોના રૂપમાં ત્યાં હતા !

ભગવાન ત્યારે એ લોકોના રૂપમાં હતા જેમને પોતાને ઈજાઓ થઈ હતી છતાં વધારે ઘવાયેલા લોકોને લોહી આપવા લાઇનમાં ઊભા હતા !

ભગવાન એવા કારમાલિકોના સ્વરૂપમાં રોડ પર હતા જેઓ અજાણ્યા માણસોને નિઃસ્વાર્થભાવે પોતાના ઘર સુધી પહોંચવામાં મદદરૂપ થઈ રહ્યા હતા.

ભગવાન એવા સેંકડો માણસોમાં હતા જે લોકો કોઈ પણ જાતની અપેક્ષા વગર જ રાહતકાર્યમાં જોડાઈ ગયા હતા.

ભગવાન એ વખતે પરદેશમાં વસતા લોકોના રૂપમાં હતો જે લોકો પોતાનું લોહી કોને ચડશે એ પણ જાણતા ન હોવા છતાં લોહીનું દાન કરી રહ્યા હતા.

ભગવાન એવા લોકોનાં આંસુમાં ઊભરાઈ રહ્યા હતા જે લોકો દૂર દૂરના દેશોમાં બેસી ટેલિવિઝન પર આ બધું જોતાં જોતાં રડી રહ્યા હતા.

ભગવાન એવા રાહતકર્મીઓના સ્વરૂપમાં ત્યાં ઉપસ્થિત હતા જે લોકો દિવસ કે રાત જોયા વિના કડકડતી ઠંડી અને વરસાદ વચ્ચે પણ વર્લ્ડ ટ્રેડ સેન્ટર્સનો કાટમાળ ખૂંદી રહ્યા હતા. બબ્બે દિવસ થઈ જવા છતાં કોઈક તો જીવતું નીકળશે જ એવી આશા સાથે જે લોકો અવિરત પરિશ્રમ કરી રહ્યા હતા.

ભગવાન એવા હજારો માણસોના રૂપમાં હતા જેમણે કંઈ ને કંઈ કાબિલેતારીફ કામ કર્યું હતું, પણ જેની બહાદુરીની ઘરના કદાચ થોડાક માણસો કે થોડાક મિત્રો સિવાય કોઈને જાણ પણ નહીં થાય. અને એની જાહેરાત કરવાની જેમને પડી પણ નહોતી.

હા ! ભગવાન એ સમયે એક જ જ્ગ્યાએ નહોતા. જે લોકોએ આવું ગોઝારું કૃત્ય કર્યું તેમના હૃદયમાં એ વખતે એ ગેરહાજર હતા ! બાકી એ એવી બધી જ જ્ગ્યાએ હાજર જ હતા જ્યાં તેમની જરૂર હતી ! □

# My Spirit is Free !

I am still here,
Please don't mourn for me,
I am still here,
Though you can't see.

I am right by your side,
Each night and day,
And within your heart,
Is where I long to stay.

My body is gone,
But I am always near,
I am everything you feel...
See and hear.

My spirit is free,
But I will never depart,
Just as long as you keep me,
Alive in your heart.

I will never wander,
Out of your sight,
I am the brightest star,
That shines in the night.

I will never be,
Beyond your reach,
I am the warm moist sand,
When you are out on the beach.

I am the colorful leaves,
When fall comes around,
And the pure white snow,
That blankets the ground.

I am the beautiful flower,
Of which you are so fond,
And I am the clear water,
That besills in a pond.

I am the first bright blossom,
That you see in the spring,
I am the first elegant rainbow,
That April will bring.

I am the first ray of light,
When the sun starts to shine,
And you will always see in the night,
That every face on the moon is mine.

When you to think,
That there is no one to love,
You can talk to me,
Through the lord above.

I will whisper my answers,
Through the limbs of the trees,
And you will always feel my presence,
Through every soft seasonal breeze.

I am the warm salty tears,
That flow when you weep,
And I am the beautiful dreams,
That come while you sleep.

I am the smile you see,
On each and every face,
I am the beauty of a song,
That is sung in praise.

I am just beneath,
Every voice you may hear,
That will give you advice,
And lift you with cheer.

I am the wind that will blow
Through your hair,
So just look for me,
Because I am everywhere.

❐

## Don't dance so fast

Have you every watched kids
On a merry-go-round ?
Or listened to the rain
Slapping on the ground ?

Ever follwed a butterfly's erratic flight ?
Or gazed at the sun into the fading night ?

You better slow down.
Don't dance so fast. Time is short.
The music won't last.

Do you run through each day
On the fly ?
When you ask 'How are you ?'
Do you hear the reply ?

When the day is done
Do you lie in your bed
With the next hundred chores
Running through your head ?

You'd better slow down
Don't dance so fast. Time is short.
The music won't last.

Ever told your child,
We'll do it tomorrow ?
And in your haste,
Not see his sorrow ?

Ever lost touch,
Let a good friendship die
Cause you never had time
To call and say 'Hi' ?

You'd better slow down.
Don't dance so fast. Time is short.
The music won't last.

When you run so fast to get somewhere
You miss half the fun of getting there.
When you worry and hurry through your day,
It is like an unopened gift... Thrown away.

Life is not a race.
Do take it slower
Hear the music
Before the song is over.

